# બાલ રામાયણ

અંગ્રેજી ઉપરથી રામાયણનું ભાષાંતર

ઉતારનાર લીલાવતીબેન



: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : : અમદાવાદ

# બાલ રામાયણ

બંગાળી 'છેલેદેર રામાયણ'નું ભાષાન્તર

ઉતારનાર

**લીલાવતીબેન**

: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : : અમદાવાદ

# પરિચય

બંગાળી ભાષામાં 'છેલેદેર રામાયણ' છે. એ પુસ્તકનું આ ભાષાંતર છે.

શ્રીરામનું ચરિત્ર એટલું પવિત્ર છે ને એટલું મનોહર છે કે જુદે જુદે હાથે કેટલાંયે રામાયણો લખાય તો પણ ઓછાં જ છે. આપણી ભાષામાં તો હજુ પાશેરામાં બે ત્રણ પૂણીઓ જ છે. ત્યાં આ રામાયણને પૂરતો અવકાશ છે.

આ રામાયણ છેક નાનાં બાળકો ઉત્સુકતાથી કાન દઈને સાંભળશે જ્યારે મોટાં બાળકો તેને તલ્લીન બનીને વાંચી કાઢશે. શ્રીરામચંદ્રના ચરિત્રનું પાન કરતાં કરતાં તેઓ કંઈક કંઈક અંશે બંગાળી લેખનશૈલી અને શબ્દપ્રયોગનો પરિચય પણ મેળવી લેશે.

મોટા વિદ્યાર્થીઓ આ પુસ્તકને પોતાના અભ્યાસ અર્થે પણ વાપરી શકે.

બંગાળી ભાષા જાણનારા આપણા ભાઈઓ એ ભાષામાંથી સારું સારું ગુજરાતીમાં લાવી ગુજરાતી ભાષાની સેવા કરી રહ્યા છે. એ સેવકવર્ગમાં એક બહેનનું નામ સાંભળી આપણને સહેજે આનંદ થાય. બહેન લીલાવતી પાસેથી હજુ વધારે સેવાની આશા રાખી તેમના આ શરૂઆતના પ્રયાસને આપણે વધાવી લઈએ, ને તેમાં જે કંઈ કચાશ લાગે તે નિભાવી લઈએ.

ગિજુભાઈ

# ઋણસ્વીકાર

'છેલ્લેદેર રામાયણ' નું ભાષાંતર તૈયાર થયેલું જોઈ શ્રી. ભાઈ મહાસુખરાયને ઉમંગ ચડ્યો કે આ પુસ્તક પ્રગટ થાય તો સારું. તેમણે ભાઈ જમનાદાસ રામદાસ ડોસા પાસેથી મદદ મેળવી આપી મારા પુસ્તકને જનસમાજ આગળ જવાની તક મેળવી આપી એટલે હું તો એ બન્ને ભાઈઓની ઋણી થઈ ચૂકી છું.

પણ આ ઋણ હું દ્રવ્યથી નહિ પરંતુ આવી જાતનાં વધારે ભાષાંતરો કરીને ફેડવા શક્તિમાન થાઉં અને ફરીફરીને આવું ઋણ મારે માથે ફેડવાનું આવે એવું પરમાત્મા પાસે માગું છું.

લીલાવતીબેન

# અનુક્રમણિકા

*

# બા લ કાં ડ

અનેક વર્ષો પહેલાં આપણા આ ભારતવર્ષમાં દશરથ નામે એક રાજા હતા. સરયૂ નદીના કિનારા ઉપર તેઓ રાજ્ય કરતા હતા.

તે કાળનું અયોધ્યા નગર અડતાળીશ કોસ લાંબું અને બાર કોસ પહોળું હતું. તેની ચારે બાજુ મોટો કિલ્લો હતો. તે કિલ્લાને લોઢાના કાંટા અને બીજાં ભયંકર અસ્ત્રોથી સજાવવામાં આવ્યો હતો. તે અસ્ત્રનું નામ હતું શતધ્ની, કારણકે તે મારતાં એક જ વારે એક સો માણસોનો નાશ થતો.

તે વખતનું અયોધ્યા દેખાવમાં ઘણું સુંદર હતું. વૃક્ષની છાયાથી ઢંકાયેલા રસ્તાઓ, ફૂલોથી ભરેલા સુંદર બાગો અને ઊંચી જાતના પથ્થરથી બાંધેલાં સાતસાત આઠઆઠ માળનાં મકાનોથી નગર ઝળહળી રહ્યું હતું.

આ સુંદર અયોધ્યા નગરમાં, સફેદ આરસના વિશાળ રાજભુવનમાં, સફેદ છત્ર નીચે બેસીને મહારાજ દશરથ

રાજ્યનું કામ જોતા. વૃષ્ટિ, વિજય, અશોક, જયંત, સુમંત્ર, સુરાષ્ટ્ર, ધર્મપાળ અને રાષ્ટ્રવર્ધન નામે તેમના અષ્ટમંત્રી એવા વિદ્વાન, બુદ્ધિમાન અને એવા ધાર્મિક હતા કે તેઓ દેશમાં એક પણ અન્યાયનું કામ થવા દેતા નહિ. દેશમાં ચોર કે લૂંટારા ન હતા. રાજા દશરથ મંત્રીઓ પર એટલો સ્નેહ રાખતા કે બીજો કોઈ રાજા એવો સ્નેહ રાખી શકે નહિ; અને મંત્રીઓ પણ રાજા ઉપર બહુ સ્નેહ રાખતા હતા.

હાય ! આવા રાજા દશરથ, પણ તેમને એક પણ પુત્ર હતો નહિ. પુત્ર નહિ હોવાથી તેઓ બહુ દુઃખી થતા. એક દિવસ તેમણે મંત્રીઓને કહ્યું: " જુઓ, હું યજ્ઞ કરું છું. કદાચ તેથી દેવતાઓ પ્રસન્ન થઈને મને પુત્ર આપશે. "

આ વાત સાંભળી સૌએ કહ્યું: " મહારાજ ! આપ ઋષ્યશૃંગ મુનિને લઈ આવો. તે યજ્ઞ કરાવશે એટલે નિશ્ચય આપને પુત્ર થશે. " આ મુનિને હરણની પેઠે શીંગડાં હતાં, તેથી તેમને લોકો ઋષ્યશૃંગ કહેતા. તેમના જેવા સારા ઋષિઓ બહુ ઓછા હતા.

મંત્રીઓની આ વાત સાંભળી દશરથે કહ્યું: " બહુ સારું. ઋષ્યશૃંગ તો મારા જમાઈ છે, કારણકે તેમણે મારા મિત્ર લોમપાદ રાજાની કન્યા સાથે લગ્ન કર્યાં છે. હું પોતે જ તેમને તેડી લાવીશ. "

લોમપાદ રાજાનું રાજ્ય અંગ દેશમાં હતું. દશરથ

રાજા અંગ દેશમાં જઈ ઋષ્યશૃંગ મુનિને લઈ આવ્યા અને પછી યજ્ઞનો આરંભ થયો.

પહેલાં થયો અશ્વમેધ યજ્ઞ. ઘોડાનું માંસ હોમીને આ યજ્ઞ થાય છે. પ્રથમ એક અશ્વને છૂટો મૂક્યો. અશ્વની પાછળ અસ્ત્રશસ્ત્ર લઈને સૈન્ય પણ ગયું કે જેથી દેશમાં કોઈ અટકાવી ન શકે. અશ્વ એક વરસમાં આખા દેશમાં ફરીને છેવટે અયોધ્યામાં પાછો આવ્યો.

તેટલા દિવસમાં સો સો કારીગરો, સુથારો, રાજ-મિસ્ત્રીઓ અને મજૂરોએ મળીને સરયૂની ઉત્તરે યજ્ઞ માટે અજબ મંડપ તૈયાર કર્યો હતો. તે પ્રસંગે કેટલા મુનિઓ, કેટલા બ્રાહ્મણો, કેટલા રાજાઓ ને કેટલા માણસો આવ્યા તે લખતાં પાર આવે તેમ નથી. મિથિલાના રાજા જનક, અંગ દેશના રાજા લોમપાદ, મગધના રાજા, પૂર્વ દેશના રાજા, સિંધુ દેશના રાજા, સૌવીર દેશના રાજા, સૌરાષ્ટ્રના રાજા ને બીજા કેટલાયે હતા. પૃથ્વીમાં જેટલા રાજાઓની સાથે દશરથને મૈત્રી હતી, તે બધા આવ્યા હતા.

અશ્વ ફરીને પાછો આવતાં યજ્ઞનો આરંભ થયો. યજ્ઞના બધા યે દિવસોમાં સૌએ કેવાં ભોજન કર્યાં તેનું શું વર્ણન કરવું ? જેની જે ઇચ્છા થઈ તે પ્રમાણે તેને મળ્યું. બ્રાહ્મણોએ ભોજનથી સંતુષ્ટ થઈ કહ્યું: “ મહારાજાનો જય થાઓ. ” છોકરાંઓએ ધરાઈને ખાધું તો ય તેઓ કહે: “ હજી યે ખાઇશું. ”

અશ્વમેધ યજ્ઞ પૂર્ણ કરીને ઋષ્યશૃંગે કહ્યું: “ આ

પછી પુત્રેષ્ટિ યજ્ઞ કરવાથી મહારાજને ત્યાં પુત્ર થશે.”

તરત જ પુત્રેષ્ટિ યજ્ઞનો આરંભ થયો. તેના યજ્ઞકુંડમાંથી એક પુરુષ બહાર આવ્યો. તે દેખાવે બહુ જ ભયંકર હતો. તેનું શરીર પહાડ જેટલું ઊંચું, રંગ કાળો, આંખો લાલ, દાઢીમૂછ સિંહની કેશવાળી જેવી અને પહેરેલાં કપડાં લાલ હતાં. તેના હાથમાં સોનાનો થાળ હતો, તેમાં ચમત્કારિક પાયસ હતો. તે ભયંકર પુરુષે દશરથને કહ્યું: “મહારાજ! બ્રહ્માએ પોતે જ આ પાયસ રાંધીને મોકલ્યો છે. રાણીઓને તે ખવરાવો એટલે નિશ્ચય આપને પુત્ર થશે.” એટલું કહી તે પુરુષ અદૃશ્ય થઈ ગયો.

રાજાના આનંદનું તો પૂછવું જ શું? “આ પાયસ રાણીઓને ખવરાવતાં પુત્ર થશે!”

મુખ્ય રાણીઓ ત્રણ હતી. મોટી કૌશલ્યા, વચલી કૈકેયી અને નાની સુમિત્રા. દશરથે કેવી રીતે રાણીઓને પાયસ વહેંચી આપ્યો તે હવે કહું?

પ્રથમ તે પાયસમાંથી અર્ધ ભાગ લઈ થોડો સુમિત્રા માટે અને બાકીનો કૌશલ્યા માટે રાખ્યો. ત્યાર પછી બીજા અર્ધ ભાગમાંથી થોડો સુમિત્રા માટે અને બાકીનો કૈકેયી માટે રાખ્યો; સારો અને સહેલો હિસાબ.

ત્રણે રાણીઓએ મળીને ઘણી ખુશીથી તે પાયસ ખાધો. થોડા દિવસ પછી તેમને દેવ જેવા સુંદર ચાર પુત્રો થયા. એક કૌશલ્યાને, એક કૈકેયીને અને બે સુમિત્રાને.

દશરથને પુત્ર થયાના ખબર સાંભળી સૌને બહુ જ આનંદ થયો. બ્રાહ્મણો અને ગરીબોને તો બેવડા આનંદની વાત હતી, કારણકે તેઓને તો ઘણું દ્રવ્ય મળ્યું.

ચારે પુત્રો અગિયાર દિવસના થયા. પુરોહિત વસિષ્ઠ મુનિએ તેમનાં નામ પાડ્યાં. સાથી મોટો પુત્ર કૌશલ્યાનો તેનું નામ રામ; ત્યાર પછી કૈકેયીનો તેનું નામ ભરત; અને બે સુમિત્રાના તેઓનાં નામ લક્ષ્મણ ને શત્રુઘ્ન.

ચાર પુત્ર જેવા સુંદર તેવા જ બુદ્ધિમાન અને તેવો જ તેમનો મીઠો સ્વભાવ. સારા છોકરાઓમાં જે જોઈએ તેમાંથી કાંઈ તેઓમાં ઓછું ન હતું. થોડા દિવસની અંદર જ તેઓ બહુ વિદ્વાન ને વીર થઈ ગયા. લખવા-વાંચવામાં, યુદ્ધમાં અને શિકારમાં કે કોઈ કામમાં તેમના જેવું બીજું કોઈ કુશળ હતું નહિ. ભાઈઓમાં પરસ્પર કેવી રીતે પ્રેમ રાખવો તે રામ, લક્ષ્મણ, ભરત ને શત્રુઘ્નને જોવાથી સમજી શકાશે. તેમાં પણ રામને લક્ષ્મણ તથા ભરતને શત્રુઘ્ન વધારે ચાહતા. તેમને જોઈ બધાં ખુશી થતાં. રાજા દશરથને કેટલો આનંદ થતો તે વર્ણવી શકાતું નથી.

એક દિવસ દશરથ રાજા પુરોહિત અને મંત્રીઓની સાથે પુત્રોના વિવાહ સંબંધે વાતો કરતા હતા, એવામાં વિશ્વામિત્ર મુનિ તેમને મળવા આવ્યા. મુનિઓમાં વિશ્વા-મિત્રનું માન ઘણું હતું. તેમના જેવું તપ બહુ થોડા મુનિઓએ કર્યું છે. તેમના જેવી શક્તિ પણ ઘણા થોડા પુરુષોની હોય છે. પરંતુ તેઓ અતિશય ક્રોધી હતા.

એવા પુરુષનું દશરથે યથાયોગ્ય સન્માન કર્યું; તેમાં કાંઇ ઊણપ રાખી નહિ. ત્યાર પછી તેમણે કહ્યું: " મુનિ-મહારાજ ! આપ આવ્યા છો તેથી હું મારું અહોભાગ્ય માનું છું. આપના આગમનથી હું ઘણો ખુશી થયો છું. હવે આપ શું ઇચ્છો છો તે કહો; હું તે આપીશ."

દશરથે વિચાર્યું હતું કે મુનિ બહુ બહુ તો દ્રવ્ય માગશે. પણ મુનિએ જે માગ્યું તેથી તો તેમના પ્રાણ સુકાઈ ગયા વિશ્વામિત્રે કહ્યું: " હે રાજા ! હું જેને માટે આવ્યો છું તે સાંભળો. હું એક યજ્ઞ કરતો હતો, એટલામાં મારીચ અને સુબાહુ નામે બે દૈત્યોએ આવી તેમાં માંસ નાખી બધું ભ્રષ્ટ કરી દીધું છે. સાંભળ્યું છે કે રાવણ નામે એક ભયાનક દુષ્ટ રાક્ષસ છે, તેના જ એ માણસો છે. તમે જો દસ દિવસ માટે તમારા પુત્ર રામને મારી સાથે મોકલો તો રાક્ષસોને તે મારી શકશે. રામ સિવાય બીજું કોઈ તે કામ કરી શકે તેમ નથી. રામ હવે મોટા થયા છે, અને વીર પણ જેવાતેવા નથી. રાક્ષસોની શી તાકાત છે કે તેઓ રામની સાથે યુદ્ધ કરી શકે ? તમારે કશો ભય ન રાખવો. રામને મોકલી મારું આટલું કામ કરાવી આપો; એથી તમારું કલ્યાણ થશે."

મુનિની વાત સાંભળતાં જ દશરથ રાજા કંપી ઊઠયા અને બેભાન થઈ ગયા ! થોડી વારે સ્વસ્થ થઈ ને તેમણે કહ્યું: " મુનિરાજ ! આપને પાયે પડું. હું રામને આપી શકીશ નહિ. મારો રામ શું એ ભયાનક રાક્ષસો સાથે

યુદ્ધ કરી શકે ? કહો તો હું પોતે એક મોટું સૈન્ય લઈને આપના યજ્ઞની ચોકી કરું, પણ આપ રામને ન માગો." વિશ્વામિત્ર તો એથી એકદમ ગુસ્સે થઈ ગયા. તેમનો ક્રોધ જોઈને દેવો પણ ભયભીત થઈ ગયા.

આવા સર્વશ્રેષ્ઠ મુનિનો ભયંકર કોપ થાય ત્યારે રક્ષણનું સ્થાન ત્રિલોકમાં પણ ક્યાંથી હોય ? તેથી જ વસિષ્ઠ મુનિએ રાજાને ઘણું ઘણું સમજાવ્યા: "મહારાજ ! શીઘ્ર રામને મોકલી આપો. તેથી રામનું પણ કલ્યાણ થશે. વિશ્વામિત્ર જેવાતેવા મુનિ નથી. એમની સાથે જવામાં રામને કશો ભય નથી. તેમના સારા માટે જ વિશ્વામિત્ર રામને લેવા માટે આવ્યા છે." વસિષ્ઠની વાત સાંભળી રાજા દશરથનો ભય દૂર થયો. તેમણે તરત જ રામ અને લક્ષ્મણને વિશ્વામિત્ર મુનિને સોંપ્યા.

યુદ્ધનો પોશાક પહેરીને બાણ, ધનુષ્ય અને ખડ્ગ લઈને વિશ્વામિત્રની પાછળ પાછળ જતા બંને ભાઈઓ ઘણા સુંદર દેખાતા હતા. રાજા અને રાણીઓએ તેમનું માથું સૂંઘી આશીર્વાદ આપ્યા. બીજા સૌએ કહ્યું: "તમારું કલ્યાણ થાઓ."

ઘણે દૂર જઈ વિશ્વામિત્રે રામને કહ્યું: "વત્સ રામ ! આ સરયૂના જળમાં મુખ ધોઈ આવ. હું તને બલા અને અતિબલા નામના મંત્રો આપું. એ મંત્ર જાણવાથી તને પરિશ્રમ કે અસુખ થશે નહિ, કોઈ કશી હરકત કરી શકશે નહિ અને પૃથ્વીમાં સૌ તારી આગળ હારી જશે."

રામે નદીમાં જઈ મુખ ધોઈ આવી મુનિ પાસેથી મંત્ર લીધો ત્યારે જાણે કે પોતાના શરીરનું તેજ ઘણું વધી ગયું છે, એમ તેમના મનને લાગ્યું.

રાત્રિ થતાં ત્રણે જણા સરયૂને કિનારે ઘાસ ઉપર સૂઈ ગયા. સવારે ઊઠી ફરી વાર પંથે ચાલવા લાગ્યા. એક દિવસ ને એક રાત્રિ ચાલ્યા પછી તેઓ સરયૂ અને ગંગાના સંગમ ઉપર આવી પહોંચ્યા. મુનિઓએ એક સુંદર નૌકા લાવી તેઓને ગંગા પાર ઉતારી દીધા.

એ તરફ એક ભયાનક વન હતું. એ વનમાં તાડકા નામે એક રાક્ષસી રહેતી હતી. તેનામાં હજાર હાથીનું જોર હતું. પહેલાં તો વનની જગાએ સુંદર દેશ હતો, ને તેમાં કેટલીયે વસ્તી હતી; પણ તે વસ્તીને આ તાડકા અને તેના પુત્ર મારીચે મારી નાખીને દેશને એકદમ પાયમાલ કરી નાખ્યો હતો. અત્યારે તે સ્થળે ભયાનક જંગલ બની ગયું હતું. આ વનમાં મનુષ્ય પેસે કે તાડકા તેને પકડીને ખાઈ જતી.

વિશ્વામિત્રે રામને કહ્યું: "વત્સ ! આ રાક્ષસીને મારવી પડશે." રામે કહ્યું: "ભલે." એમ કહી તેમણે ધનુષ્યની દોરી પકડી ખૂબ જોરથી ટંકાર કર્યો. ધનુષ્યની દોરી જોરથી તાણીને એકદમ છોડી દેતાં જે 'ટં' એવો શબ્દ થાય છે તેને ટંકાર કહે છે. રામે એવો તો ટંકાર કર્યો કે તે સાંભળીને વનમાં પશુઓને લાગ્યું કે જરૂર હવે આપણું આવી બન્યું.

તે શબ્દે પ્રથમ તાડકા પણ ચમકી ગઈ હતી. પરંતુ ત્યાર પછી હાથ ઊંચા કરી હુંકાર કરીને ઘોર ગર્જના કરતી કરતી આવીને ઊભી રહી, ને ધૂળથી ચારે દિશા અંધકારમય કરીને રામલક્ષ્મણને તે પથ્થર ફેંકીને મારવા લાગી. પરંતુ રામના બાણ પાસે તે પથ્થર કશા હિસાબમાં ન હતા. તેમણે પથ્થર તો અટકાવ્યા જ, ઉપરાંત રાક્ષસીના બંને લાંબા હાથ પણ કાપી નાખ્યા. તો પણ રાક્ષસી તો દોડી જ આવી. તે જોઈ લક્ષ્મણે તેનાં નાક ને કાન કાપી નાખ્યાં. તરત જ તે એકદમ કોણ જાણે ક્યાં ચાલી ગઈ તે જાણી શકાયું નહિ. હાથ નહોતા તો પણ મોટા મોટા પથ્થર ફેંકીને મારવા લાગી, પરંતુ તે ક્યાં છે તે કોઈ જોઈ શક્યું નહિ.

રામ કેવળ તેનો શબ્દ સાંભળીને તે શબ્દ તરફ તીર ફેંકવા લાગ્યા. એવાં ભયાનક તીર ફેંકવા લાગ્યા કે રાક્ષસીએ તેની જિંદગીમાં આવાં તીર પહેલાં ક્યારે ય સહ્યાં ન હતાં. આમ સંતાઈને ક્યાં સુધી રહી શકે? આગ જેવાં તીરોનો માર અસહ્ય થવાથી આખરે તેને પ્રગટ થવું પડ્યું, અને રામે પણ એક જ બાણથી તેનું હૃદય વીંધી નાખ્યું! તાડકા ભયાનક ચિત્કાર કરીને મૃત્યુ પામી.

દેવતાઓ આકાશમાંથી રામનું યુદ્ધ જોઈ બહુ પ્રસન્ન થયા; અને વિશ્વામિત્રની તો વાત જ શી કરવી? રામને શા આશીર્વાદ આપવા કે શું આપીને તેને ખુશી કરવા તે પોતે નક્કી કરી શક્યા નહિ.

તે રાત્રિ તેમણે તે વનમાં જ ગાળી. સવારે ઊઠીને વિશ્વામિત્રે રામને કહ્યું: "વત્સ! હું તારા ઉપર બહુ પ્રસન્ન થયો છું, તેથી તને કેટલાંએક દિવ્ય અસ્ત્ર આપું છું. એ બધાં અસ્ત્રો પાસે હશે તો કોઈ તને યુદ્ધમાં જીતી શકશે નહિ." એમ કહી વિશ્વામિત્ર મુનિ પૂર્વાભિમુખ બેસીને મનમાં મંત્રો બોલવા લાગ્યા કે તરત જ નાના પ્રકારનાં આશ્ચર્યમય અને ભયંકર અસ્ત્રો આવીને હાજર થયાં. ધર્મચક્ર, કાળચક્ર, વિષ્ણુચક્ર, ઇંદ્રચક્ર, બ્રહ્મશિર, બ્રહ્માસ્ત્ર, ધર્મપાશ, કાલપાશ, વરુણપાશ, શુષ્ક અશનિ, આર્દ્ર અશનિ, પૈનાક, નારાયણ, શિખર, વાયવ્ય, હયશિર, ક્રૌંચી, કંકાલ, મુશલ, કિંકિણી, નન્દનમોહન, પ્રસ્વાપન, પ્રશમન, વર્ષણ, શોષણ, સંતાપન, વિલાપન, માદન, માનવ, તામસ, સૌમન, સંવર્ત ને બીજાં કેટલાં નામ કહું? એ સિવાય બીજાં પણ ઘણાં અસ્ત્રો, શક્તિ, ખડ્ગ, ગદા, શૂલ, વજ્ર ઇત્યાદિ વિશ્વામિત્રના બોલાવવાથી આવીને ઊભાં રહ્યાં.

તેમણે હાથ જોડી રામને કહ્યું: "રામ! હવેથી અમે તમારાં થયાં છીએ. તમે જે કહેશો તે અમે કરશું."

રામે એક પછી એક બધાંને સ્પર્શ કરીને કહ્યું: "હમણાં તમે જાઓ. હું જ્યારે બોલાવું ત્યારે આવજો."

અસ્ત્રો કહેઃ "ભલે, તેમ થશે."

એમ કહી બધાં અસ્ત્રો જ્યાંથી આવ્યાં હતાં ત્યાં પાછાં ચાલ્યાં ગયાં.

ત્યાંથી આગળ ચાલતાં તેઓ એક અતિ સુંદર

સ્થાને આવી પહોંચ્યા. તે સ્થાન જોઈ રામે કહ્યું: " કેવું સુંદર સ્થાન છે. ગુરુદેવ! આ સ્થળે કોણ રહે છે?" વિશ્વામિત્રે કહ્યું: " આ સ્થાનનું નામ સિદ્ધાશ્રમ છે. આ જગાએ પહેલાં કશ્યપ મુનિ રહેતા. તેમણે તેમની સ્ત્રી અદિતિ સાથે એક હજાર વર્ષ આ સ્થળે રહીને તપ કર્યું હતું. તેમના તપથી સંતુષ્ટ થઈને વિષ્ણુ પોતે તેમના પુત્ર થઈને જન્મ્યા. તેમનું નામ વામન. તેમણે અનેક આશ્ચર્યવાળાં કામો કરેલાં. હમણાં હું આ સ્થાને રહીને તપ કરું છું. આ સ્થળે જ દુષ્ટ રાક્ષસો મારા યજ્ઞનો ધ્વંસ કરવા આવે છે. તે દુષ્ટોને તમે મારજો."

એ વાત કહેતા કહેતામાં તો તેઓ આશ્રમે આવી પહોંચ્યા. ત્યાર પછી નક્કી કર્યું કે બીજા જ દિવસથી યજ્ઞનો આરંભ કરવો.

પ્રાતઃકાળે ઊઠી રામલક્ષ્મણે વિશ્વામિત્ર મુનિને કહ્યું: "મુનિમહારાજ! રાક્ષસો ક્યારે આવશે તે અમને બરાબર કહો."

વિશ્વામિત્ર તે સમયે ચક્ષુ મીંચી શાંત થઈને બેઠા હતા. રામલક્ષ્મણના કહેવાનો કશો જવાબ તેમણે આપ્યો નહિ. પાસેના બીજા મુનિઓએ કહ્યું: " રાજપુત્ર! તેઓ મૌનમાં બેઠા છે. એમને સાત રાત્રિ આવી રીતે મૌનમાં બેસવું પડશે, તેથી તેઓ વાત કરી શકશે નહિ. એ સાતે રાત્રિ તમે ખૂબ સાવધાન થઈને તપોવનમાં પહેરો ભરો."

રામલક્ષ્મણે તરત જ અસ્ત્રશસ્ત્ર લઈને પહેરો ભર-

વાનો આરંભ કર્યો. ન ગણ્યો દિવસ, ન ગણી રાત, ન ગણી નિદ્રા. માત્ર ક્યારે રાક્ષસ આવે ને ક્યારે મારીએ એ તરફ જ એમનું ધ્યાન હતું.

એ રીતે પાંચ દિવસો ચાલ્યા ગયા. છઠ્ઠે દિવસે તેઓ વધારે સાવધાનતાથી પહેરો ભરવા લાગ્યા. એવે સમયે એકદમ યજ્ઞની વેદીમાં અગ્નિ પ્રગટ્યો. તે સાથે જ આકાશમાં ભયાનક શબ્દો થવા લાગ્યા અને યજ્ઞની જગાએ રક્તવૃષ્ટિ થઇ. રામે ઉપર જોયું તો મારીચ ને સુબાહુની સાથે મોટા મોટા ભયંકર રાક્ષસોનાં ટોળાં યજ્ઞનો નાશ કરવા આવ્યાં છે. તે જોઇ રામે મારીચના વક્ષઃસ્થળમાં માનવાસ્ત્ર નામનું બાણ માર્યું. બાણની ચોટથી તે બિચારો બેભાન થઇને ચક્કર ચક્કર ફરતો એકીસાથે સો યોજન દૂર સમુદ્રમાં જઇ પડ્યો. ત્યાર પછી રામે યજ્ઞાસ્ત્ર છોડ્યું. તેનાથી સુબાહુ તે જગાએ જ પડીને મરણ પામ્યો. બીજા રાક્ષસોને મારવા માટે તો માત્ર વાયવ્ય બાણ છોડ્યું; બીજાની જરૂર જ પડી નહિ. તે વખતે તપસ્વી મુનિઓને જે આનંદ થયો તે વર્ણવી શકાય નહિ.

ઘણા પરિશ્રમ પછી તે રાત્રે મુનિઓ સુખે નિદ્રા લઈ શક્યા. પાંદડાંના બિછાનામાં રામલક્ષ્મણ પણ સુખેથી સૂતા. બીજે દિવસે વિશ્વામિત્ર અને મુનિઓએ કહ્યું: "ચાલો હવે મિથિલા જઇએ. ત્યાંનો રાજા જનક યજ્ઞ કરે છે તે જોઇશું. વળી તે સ્થળે એક મોટું જબ્બર ધનુષ્ય છે. તે એટલું તો મોટું છે કે દેવ, ગાંધર્વ કે મનુષ્ય કોઇ તેની

દોરી ખેંચી શકતું નથી. તે ધનુષ્ય પણ જોઈશું." એમ કહી મુનિઓ જોઇતી વસ્તુઓ લઈ મિથિલા જવા માટે તૈયાર થયા. વસ્તુઓ કાંઈ થોડી ન હતી. એક સો ગાડીઓ તો તેનાથી જ ભરાઇ ગઈ.

લીલા ઘાસથી ભરેલાં ખેતરોમાંથી તેઓનો માર્ગ જતો હતો. તે માર્ગે પ્રવાસ કરતાં રામને ઘણો જ આનંદ થયો. પહેલા દિવસની રાત્રે તેઓ શોણ નદીને કિનારે આવી રહ્યા. બીજી રાત્રે ગંગાકિનારે વસ્યા. ત્યાર પછીની રાત્ર વિશાલા નગરમાં ગાળી. ચોથે દિવસે સવારે તેઓ દૂરથી મિથિલાની સુંદર રાજપુરી જોઇ શકયા. એ સ્થાનની પાસે જ એક અતિ સુંદર અને ઘણો પુરાતન આશ્રમ હતો. તે જોઇ રામે વિશ્વામિત્રને પૂછયું: "આ કોનું તપોવન છે? અહીં કોઇનો વાસ કેમ નથી?"

વિશ્વામિત્રે કહ્યું: "વત્સ! એ ગૌતમ મુનિનો આશ્રમ છે. ગૌતમની સ્ત્રી અહલ્યાના એક મોટા અપરાધથી ગૌતમે તેને શાપ દીધો હતો કે 'તું અહીં ધૂળ ઉપર પડી રહે. કોઇ તને જોઇ શકશે નહિ. પવન સિવાય તું કાંઈ ખાઈ શકીશ નહિ. એ રીતે તારાં ઘણાં વર્ષો જશે. ત્યાર પછી જ્યારે દશરથના પુત્ર રામ અહીં આવશે ત્યારે તેની પૂજા કરજે. તેથી તું ફરી વાર હતી તેવી થઇશ, અને હું પણ પાછો આવીશ. એમ કહી ગૌતમ કૈલાસ પર્વતે ચાલ્યા ગયા. રામ! તમે એક વાર આ આશ્રમની અંદર આવો. અહલ્યા તેથી તેનું મૂળ સ્વરૂપ પામશે."

ગૌતમના આશ્રમમાં જઇને તેઓએ અહલ્યાદેવીને જોયાં. આટલા દિવસ સુધી તેણે તપ કર્યા કર્યું હતું, તેથી તેનું શરીર એવું તેજસ્વી બન્યું હતું કે દેવતાઓ પણ તેના સામે જોઇ શકતા નહિ. આજ સુધી ગૌતમના શાપે કોઈ તેને જોઈ શકયું ન હતું. અહલ્યાને જોઇ રામલક્ષ્મણે તેની પદરજ માથે ચડાવી. અહલ્યાએ પણ ગૌતમની વાત યાદ લાવી તેમની ભાવથી પૂજા કરી.

આ તરફ ગૌતમ હિમાલયમાં રહ્યા છતાં તપોબળથી બધું જાણી શકયા, તેથી તે પણ તરત જ આશ્રમે આવ્યા. આ રીતે અહલ્યાનું દુઃખ નાશ પામ્યું. ત્યાર પછી ગૌતમ ને અહલ્યા બંને આનંદથી ઇશ્વરઆરાધના કરવા લાગ્યાં.

ગૌતમના આશ્રમથી મિથલા બહુ દૂર ન હતી. નગરમાં જઇ તેમણે જોયું કે જનક રાજા અતિ ચમત્કારિક યજ્ઞની તૈયારી કરે છે. કેટલા મુનિઓ, કેટલા માણસો ને કેટલા ગાડીઘોડા ત્યાં આવ્યા છે તે ગણવું મુશ્કેલ હતું. વિશ્વામિત્રે તેઓને માટે તે ભીડમાં એક ખૂણે એક જગા શોધી કાઢી; પરંતુ પાછળથી રાજા જનકને ખબર પડતાં વિશ્વામિત્રનો સત્કાર કરવા પોતે ત્યાં આવ્યા. સાથે તેમના પુરોહિત શતાનંદ મુનિ પણ હતા.

વિશ્વામિત્રને અનેક પ્રકારના સન્માનથી સંતુષ્ટ કરીને જનકે પૂછયું: “ મુનિ મહારાજ ! આપની સાથેના આ બન્ને બાળકો કેવા સુંદર છે ! જાણે દેવતાના પુત્રો. એ બન્ને શું રાજપુત્રો છે ? તેઓ શા માટે આટલું કષ્ટ વેઠી રહ્યા છે ? ”

વિશ્વામિત્રે કહ્યું “ મહારાજ ! એ અયોધ્યાના રાજા દશરથના પુત્રો છે. સિદ્ધાશ્રમે રાક્ષસો મારીને તથા ગૌતમના આશ્રમે અહલ્યાનું દુઃખ દૂર કરીને આ સ્થળે તે આવ્યા છે. હવે એમને શિવનું ધનુષ્ય જોવાની ઇચ્છા છે.”

જનકના પુરોહિત શતાનંદ ગૌતમના જ્યેષ્ઠ પુત્ર હતા. પોતાની માતા ફરી વાર સ્વસ્વરૂપને પામ્યાં છે એ સાંભળતાં તેમને ઘણો આનંદ થયો. તેમણે રામ તરફ પ્રીતિ દર્શાવી, વિશ્વામિત્રની કેટલી પ્રશંસા કરી તે કહ્યું જાય તેમ ન હતું. તેમને લાગ્યું કે વિશ્વામિત્રે જ રામને લાવીને પોતાની માતાનું દુઃખ દૂર કર્યું છે.

બીજે દિવસે સવારે વિશ્વામિત્રે જનકને કહ્યું: “ મહારાજ ! રામલક્ષ્મણ પેલું ધનુષ્ય જોવા ઇચ્છે છે. ”

જનકે કહ્યું: “ હું તમને ધનુષ્યની વાત કહું તે પ્રથમ સાંભળો. એ ધનુષ્ય પહેલાં હતું શિવજીનું. શિવજીએ એક વાર દેવતાઓ ઉપર ગુસ્સે થઇ એ ધનુષ્ય લઇને તેમને કાઢી મૂકયા હતા. પાછળથી દેવતાઓએ ખૂબ વિનતિ કરી ત્યારે પ્રસન્ન થઇ શિવજીએ તે ધનુષ્ય દેવતાઓને આપી દીધું. દેવોએ તે ધનુષ્ય દેવરાતની પાસે રાખ્યું. દેવરાત મારા પૂર્વપુરુષ થાય.

“ એક દિવસ હું હળથી યજ્ઞને માટે જમીન ખેડતો હતો. એ સમયે મારા હળના ફળા પાસે પૃથ્વીમાંથી એક મહા સુંદર કન્યા ઉત્પન્ન થઇ. તે કન્યા આટલા દિવસો મારે ત્યાં રહીને હવે ઉંમરલાયક થઇ છે. હળને મુખેથી

ઉત્પન્ન થઈ માટે તેનું નામ મેં સીતા રાખ્યું છે. મારી હવે પ્રતિજ્ઞા છે કે જે કોઈ આ શિવના ધનુષ્યનો ટંકાર કરી શકે તેને જ મારે એ કન્યા આપવી.

" ઘણા રાજાઓ ત્યાર પછી આવી ગયા છે પણ કોઈ ધનુષ્યનો ટંકાર કરી શકયા નથી. તેઓ તે ઊંચકી જ શકયા નથી. આથી ઘણાઓ ખૂબ ગુસ્સે થઈને મારી સાથે યુદ્ધ કરવા આવ્યા હતા ને મેં ઘણા જ કષ્ટે દેવતાઓની સહાયથી છેવટે તેમને હરાવ્યા હતા. હમણાં જ હું તે ધનુષ્ય રામલક્ષ્મણને બતાવું છું. જો રામ તેનો ટંકાર કરી શકે તો તેને જ સીતા આપીશ. "

તુરત જ જનકના હુકમથી ધનુષ્યને બહાર લાવવામાં આવ્યું. આઠ પૈડાંની ગાડીમાં લોઢાની પેટીમાં તે રાખવામાં આવ્યું હતું. તેને ખેંચવા માટે જ પાંચ હજાર જુવાનો રોકાયા હતા !

રામે તે ધનુષ્ય જોઈને જ કહ્યું : " આ ધનુષ્યનો જ ટંકાર કરવાનો છે ને ? "

વિશ્વામિત્ર અને જનક રાજાએ કહ્યું : " હા. "

આવડું મોટું ધનુષ્ય ઉપાડતાં રામને કષ્ટ થાય તો પણ તેમની નિંદા થવા સંભવ ન હતો. પણ કષ્ટ થવું તો દૂર રહ્યું, ઊલટું તે કામ તેમને બહુ જ સહજ લાગ્યું. તરત જ ધનુષ્ય ઉપાડીને તેમણે દોરી ચડાવી ને દોરી ખેંચતાં જ ધનુષ્યના ભાંગીને બે ટુકડા થઈ ગયા ! અતિ સહેલાઈથી રામે તે ધનુષ્ય ભાંગ્યું.

પણ રામે તે ધનુષ્ય ભાંગ્યું તેથી એમ ન સમજતા કે ધનુષ્ય સાધારણ હતું અથવા તો તે ભાંગવાનું કામ છેક સહેલું હતું. ધનુષ્યભંગના શબ્દમાત્રથી વિશ્વામિત્ર, જનક અને રામલક્ષ્મણ સિવાય બધાં વ્યાકુળ થઇ બેભાન થઇ ગયાં હતાં. આખરે જનકે કહ્યું: " રામને શરીરે તો અતુલ જોર છે. આવું તો કોઇનામાં ન હોય. હું એની સાથે જ મારી સીતાને પરણાવીશ."

તરત જ રાજદૂતો પત્ર લઈ દશરથ રાજાને લેવા માટે અયોધ્યા ચાલ્યા. તેઓને મોંએથી બધી વાત સાંભળી દશરથે પણ વધુ વિલંબ કર્યો નહિ. બીજે જ દિવસે કુલ-પુરોહિત, વસિષ્ઠ અને બીજા પુરોહિત બ્રાહ્મણોને લઈને દશરથે મિથિલા તરફ પ્રયાણ કર્યું.

ધન, રત્ન, ગાડી, ઘોડા, સૈન્ય, સામંત, કેટલું સાથે લીધું તે વર્ણવી શકાય તેમ નથી. મિથિલા પહોંચતાં જ તેમને ચાર દિવસ લાગ્યા.

મિથિલામાં અનેક રાજાઓના આવવાથી એક જાતની ધમાલ થઈ રહી. તેનું વર્ણન શું કરવું? આપણે તો મૂળ વાત સાથે જ કામ છે, અને તે રામના વિવાહની. તે વિષે શી તૈયારીઓ થતી હતી તે જોઈએ.

જનક રાજાને ઊર્મિલા નામે બીજી એક કન્યા હતી. તે સિવાય જનક રાજાના ભાઈ કુશધ્વજને પણ માંડવી અને શ્રુતકીર્તિ નામની બે કન્યાઓ હતી. રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ચારે ભાઈઓના ચારે બહેનો સાથે

વિવાહ થાય તો સારું એમ ધારીને રામની સાથે સીતા, લક્ષ્મણની સાથે ઊર્મિલા, ભરતની સાથે માંડવી ને શત્રુઘ્ન સાથે શ્રુતકીર્તિનાં લગ્ન થયાં. શુભ સમયે અગ્નિની સાક્ષીએ મહા ધામધૂમથી શુભ કાર્ય પૂરું થયું. તે દિવસે મિથિલાની અંદર કેટલો આનંદ થયો હતો! સર્વ દિશાઓ કેવળ ઝાકઝમાળ બની રહી. નિશાન, પતાકા, ગાનતાન, સાધુસંતો અને ઝાંઝપખાજ, હાથી, ઘોડા, મેવામીઠાઈ, હાસ્યતમાસા—ચારે તરફ બસ આનંદ, આનંદ ને શોરબકોર મચી રહ્યો. કોલાહલ ને કોલાહલ મચી રહ્યો.

બીજે દિવસે સવારે વિશ્વામિત્ર હિમાલય ચાલ્યા ગયા. દશરથ રાજા પણ અયોધ્યા જવાની તૈયારી કરવા લાગ્યા. જનકે પ્રત્યેક કન્યાને એકેક લક્ષ બળદ આપ્યા; ઉપરાંત કમ્બલ, હાથી, ઘોડા, સિપાઈ, સોનું, રૂપું, મણિ, મુક્તા, રેશમી કાપડ ઇત્યાદિ કેટલું આપ્યું હતું તેનો હિસાબ થઈ શકતો નથી. આ સિવાય દરેકને સો સો સખીઓ, સો સો દાસીઓ અને સો સો ચાકરો આપ્યા. એવા આદરમાનથી જનકે સૌને વિદાય આપી. દશરથ ઘણા જ આનંદિત થઈને અયોધ્યા જવા નીકળ્યા.

આ સમયે વિઘ્ન પાસે આવ્યું જણાયું, પંખીઓ કોલાહલ કરવા લાગ્યાં; પશુઓ નાસભાગ કરવા લાગ્યાં; પૃથ્વી કંપવા લાગી; ઝડઝપટ થઈ રહી; ઝાડો ભાંગીને પડી જવા લાગ્યાં; સૂર્ય ઢંકાઈ ગયો; ચારે દિશામાં અંધકાર વ્યાપી ગયો! બધાં ભયથી આકુળવ્યાકુળ થઈ ગયાં. એમ

થયું કે આ તે શી વિપદ પડશે?

વિપદ શી હતી તે જાણતાં વાર લાગી નહિ. કારણ તત્ક્ષણે પરશુરામ આવીને હાજર થયા. જેના માત્ર આગમનથી આટલું થયું તે પોતે કેવા ભયંકર હશે તે સમજી શકાશે. તેમનું શરીર જાણે એક પહાડ; આંખો તો બન્ને જાણે અગ્નિના ગોળા! હાથમાં એક ધનુષ્ય હતું જે જનક રાજાના ધનુષ્ય કરતાં જરા યે કમ ન હતું. બીજી એક કુહાડી હતી તેની વાત શી કરવી? કુહાડી ખભે રાખવાથી તેમનું નામ 'પરશુરામ' પડ્યું હતું. એ પરશુથી તેમણે એક વાર નહિ, બે વાર નહિ, પણ એકવીશ વાર નક્ષત્રી પૃથ્વી કરી હતી! ક્ષત્રિયોનો અપરાધ એ કે કાર્તવીર્યાર્જુન નામના રાજાએ તેમના પિતાને માર્યા હતા.

આટલા દિવસોમાં તેમનો ગુસ્સો કંઇક નરમ થઇ ગયો હતો. ક્ષત્રિયને જોતાં હવે તેને મારતા નહિ, પરંતુ રામની ઉપર તે બહુ ગુસ્સે થઈ ગયા હતા. તેમણે આવીને રામને પડકાર કર્યોઃ "તમે જ બહુ વીર થઈ ગયા છો, કાં? શિવનું ધનુષ્ય ભાંગ્યું છે, ખરું? ભલે. મેં એક ધનુષ્ય આણ્યું છે, એના ઉપર એક વાર તીર ચડાવો જોઉં? જો તે થઇ શકશે તો પછી તમારી સાથે હું યુદ્ધ કરીશ."

આ સાંભળીને દશરથને બહુ ભય લાગ્યો. તેમણે ધાર્યું કે આ ભયંકર પુરુષ રામનું કેવું અનિષ્ટ કરશે તે કહેવાય નહિ. રામને છોડી દેવા દશરથે પરશુરામને બહુ બહુ વિનતિ કરી, પણ પરશુરામ તે સાંભળે? તેમણે

રામને કહ્યું: “વિશ્વકર્માએ બે મોટાં ધનુષ્ય તૈયાર કર્યાં હતાં. તેમાંનું એક તમે ભાંગ્યું કહો છો, પણ એક બીજું મારા હાથમાં છે. આ તેના કરતાં કમ નથી. એટલે હું કહું છું કે મારા આ ધનુષ્યને તીર ચડાવી આપો. જોઉં, તમે કેવાક ક્ષત્રિય છો?”

ક્ષત્રિયને કહેવું કે ‘જોઉં તમે કેવાક ક્ષત્રિય છો’ એ ઘણા અપમાનની વાત હતી. ક્ષત્રિય કદી તે સહી શકે નહિ. તેથી રામે કહ્યું: “ભલે ત્યારે, જુઓ.”

એમ કહી ધનુષ્ય લઈ રામે તેને દોરી ચડાવી અને ઉપર બાણ ગોઠવી કહ્યું: “મુનિ મહારાજ! આપ બ્રાહ્મણ છો, મારા ગુરુ છો. આ બાણ હું આપની ઉપર છોડવા નથી ઇચ્છતો કારણકે તેમ થતાં આપ મૃત્યુ પામશો. તો પણ આપે તપ કરી જે જગા મેળવી છે તે હું ઇચ્છા કરું તો નષ્ટ કરી શકું; નહિ તો આપને આકાશે ચાલવાનો માર્ગ બંધ કરી શકું. આપ કહો કે હું શું કરું?”

પરશુરામનો ક્રોધ હવે ઊતરી ગયો હતો. તે ખૂબ મુશ્કેલીમાં આવી પડ્યા, ને નમ્ર થઈને બોલ્યા: “રામ! તમારી ઇચ્છા હોય તો મારી તપથી મેળવેલી જગા ભલે નષ્ટ કરી દો, પરંતુ મારો માર્ગ અટકાવશો નહિ. તમારું કલ્યાણ થશે.”

રામે પછી તીર મારીને પરશુરામે તપથી મેળવેલી ભૂમિ નષ્ટ કરી દીધી; પણ તેમનો માર્ગ અટકાવ્યો નહિ.

તરત જ પરશુરામ ત્યાંથી ચાલ્યા ગયા; અને બધા સુખરૂપ અયોધ્યા પહોંચી ગયા.

અયોધ્યામાં પહોંચતાં રાણીઓએ કેટલો આદર કરી પુત્રવધૂઓને વધાવી લીધી તે માટે વધારે શું લખવું? તે વખતે પૂજા, અર્ચના, ગાવું બજાવવું, આમોદપ્રમોદ, બધું થયું હતું. રાણીઓએ વહુઓને આશીર્વાદ દઈ કેટલાં વસ્ત્રાભૂષણો આપ્યાં તેની ગણતરી કોણ રાખે?

આ બધું થયા પછી થોડા દિવસે ભરત ને શત્રુઘ્ન મોસાળ ફરવા ગયા.



# અ યો ધ્યા  કાં ડ

રાજા દશરથનું વય લગભગ સાઠ હજાર વર્ષનું થયું હતું. આટલું વય થતાં તે વૃદ્ધ થયા હોય એ સમજી શકાય તેવું છે. તેઓ રાજકાજમાં પહેલાંની પેઠે પરિશ્રમ લઇ શકતા નહિ; અને રામ પણ આટલા દિવસોમાં વિદ્યામાં, બુદ્ધિમાં, પરાક્રમમાં ને સાહસ વગેરે બધા ગુણોમાં જોઇએ તે કરતાં ઘણા વધી ગયા હતા. એ જોઇને એક દિવસ દશરથે મંત્રીઓને કહ્યું: "હું હવે વૃદ્ધ થયો છું. હવે હું કેટલો વખત જીવીશ? તેથી મેં નક્કી કર્યું છે કે રામને યુવરાજપદ આપવું." એમ કહી તેમણે મંત્રીઓને મોકલી દેશોદેશ ખબર આપ્યા: "હું એક મોટી સભા ભરવાનો છું."

ખબર મળતાં જ પૃથ્વી પરના સારા સારા રાજાઓ અને મોટા મોટા લોકો દશરથની સભામાં હાજર થયા. તે સભામાં દશરથે કહ્યું: "જુઓ, આટલા દિવસ મારાથી બન્યું ત્યાં સુધી મેં રાજ્યનું કાર્ય કર્યું છે. હવે મારું

વય ઘણું થયું છે. વાળ પાકી ગયા છે. શરીરનું જોર કમી થયું છે. આ વૃદ્ધાવસ્થાએ હું રાજ્યને માટે પરિશ્રમ કરી શકતો નથી. મારો રામ પણ હવે મોટો થયો છે. તેના ગુણની વાત તમે સૌ જાણો છો. માટે હું હવે રાજ્યનો ભાર એના હાથમાં સોંપવા ઈચ્છું છું. તેમાં તમારો સર્વનો શો અભિપ્રાય છે?"

એ સાંભળી સૌએ કહ્યું: "મહારાજ! રામના ગુણની વાત શી કહેવી? પૃથ્વીમાં એવો બીજો કોઇ નથી. રાજ્યના લોકો રામને કેટલું ચાહે છે તે વર્ણવી શકાય તેમ નથી. આપ રામને યુવરાજ બનાવો એટલે તે જોઈને અમારી આંખો ઠરે."

ત્યારે દશરથે કહ્યું: "સુંદર ચૈત્ર માસ આવે છે. વનમાં ફૂલો ખીલ્યાં છે. તમે સૌ તુરત તૈયારી કરો. આવા સુંદર સમયે રામને યુવરાજ બનાવશું." એ સાંભળી સભાના લોકો એટલા આનંદિત થયા કે તેમના કોલાહલથી સભાસ્થાન ફાટી જશે કે શું, એવી બીક ફેલાઈ.

દશરથની વાત સાંભળી મંત્રી સુમંત તરત જ રામને લઇ આવ્યા. દશરથે પરમ આદર સહિત તેમને પાસે બેસાડીને કહ્યું: "ભાઈ! તમારા જેવા ગુણ છે તેવા જ તમને સૌ ચાહે છે. હવે તમે યુવરાજ થાઓ, તે દેખી સૌ ખુશી થશે." રામના જે મિત્રો હતા તેમણે તરત જ દોડતાં જઈ કૌશલ્યાને આ ખબર આપ્યા. તે સાંભળી કૌશલ્યા કેટલાં ખુશી થયાં હશે અને ખબર આપનારને

કેવાં ઇનામો આપ્યાં હશે તે સમજી શકાશે.

નક્કી થયું કે બીજે દિવસે રામને યુવરાજપદ આપવું. આ સમાચારથી આખા અયોધ્યામાં ધમાલ થઈ રહી. અયોધ્યાના માણસો મનના આનંદે ઘરમાં ન રહી શકવાથી બહાર રસ્તામાં આવી કોલાહલ કરવા લાગ્યા. ગાડીઘોડાને ચાલવાની જગા રહી નહિ. બધાને મુખે માત્ર રામની જ વાત. કોઈ કહેઃ "વાહ મહારાજ! કેવું સારું કામ કર્યું!" તો કોઈ કહેઃ "રામ ઘણું જીવો."

રાણી કૈકેયીને એક દાસી હતી, તેનું નામ હતું મંથરા. પરંતુ તેની પીઠે એક ખૂંધ હોવાથી સૌ તેને ખૂંધી કહીને બોલાવતા. જેવો કદ્રૂપ તેનો ચહેરો હતો તેવું જ કુટિલ એનું મન હતું. એના મનમાં ઇર્ષ્યા વિના બીજું કાંઈ ન હતું. રાણી કૈકેયી આ દાસીને પોતાને પિયરથી લાવી હતી, તેથી તેનો તે બહુ આદર કરતી. સવારમાં લોકોનો કલબલાટ સાંભળીને ખૂંધી અગાશીએ ચડીને જોવા લાગી કે શી ધમાલ છે? તેણે જોયું તો રાજમાર્ગ ચંદન, જળ અને પદ્મનાળથી ઢંકાઈ રહ્યો છે. નિશાન ઊડે છે અને ચારે દિશાએ કેવળ ગાવું, બજાવવું અને ધમાલ સંભળાય છે. આથી મંથરાના મનમાં ભારે ઉત્કંઠા થઈ. પાસે જ એક દાસી રેશમી કપડાં પહેરીને ઊભી હતી. મંથરાએ તેને પૂછ્યું: "હે બહેન! રામની મા કૌશલ્યા શા માટે માણસોને આટલું બધું દાન દઈ રહી છે? એ તો લોભી છે, તો પણ આટલા રૂપિયા આપે છે, તો આ

બધું શું છે ?"

દાસીએ કહ્યું: "કાલે રામ યુવરાજ થવાના છે."

એ સાંભળી મંથરાનો ક્રોધ અસહ્ય થઈ પડ્યો. તે ક્રોધથી તેનું માથું ફાટી ન ગયું તે જ આશ્ચર્ય ! ફાટયું હોત તો જ સારું હતું. રાણી કૈકેયી તે વખતે સૂતી હતી. મંથરાએ ત્યાં જઈ ત્રાડ મારી: "અરે કૈકેયી ! નિરાંતે સૂઈ રહ્યાં છો પણ આ બધું જોતાં નથી ? આ સત્યાનાશ વળી ગયું. જલદી ઊઠો."

મંથરાનો ક્રોધ જોઈ કૈકેયી આશ્ચર્ય પામી બોલી: "શું થયું છે, મંથરા ? મારે માથે શું દુઃખ આવી પડયું છે ? તું આટલી બધી ચિંતાતુર કેમ છે ?"

મંથરાએ હોઠ પીસીને કહ્યું: "તમારો જેનાથી સર્વનાશ થાય તે થયું છે. કાલે મહારાજ રામને યુવરાજ બનાવવાના છે."

એ સાંભળીને કૈકેયીને એટલો આનંદ થયો કે તેણે એક મૂલ્યવાન હાર મંથરાને ભેટ તરીકે આપી દીધો. મંથરાએ તે દૂર ફેંકી કહ્યું: "કેટલાં મૂર્ખ છો ? આવું દુઃખ પડતાં પણ આનંદ પામો છો ? રામ રાજા થતાં ભરતનો સર્વનાશ થશે તે નથી સમજાતું ? તમે રાણી કૌશલ્યાની દાસી થઈને રહેશો, ખરું ને ?"

કૈકેયીએ કહ્યું: "રામ ઘણા ધાર્મિક છે. અને જ્યારે તે જ્યેષ્ઠ પુત્ર છે તો તે રાજ મેળવે એ જ ઉચિત છે. રામ મારું જેટલું માન રાખે છે તેટલું ભરત પણ રાખતો

નથી. મારો પ્રેમ જેવો ભરત ઉપર છે તેવો જ રામ ઉપર પણ છે. રામ રાજા થાય ત્યારે જોજે કે એ ભાઈઓને કેવી સારી રીતે રાખે છે!”

મંથરાએ લાંબો નિશ્વાસ નાખી કહ્યું: “હાય હાય! આ તે કેવી સ્ત્રી? હું તો તમારા સારા માટે કેટલું કરું છું છતાં તમે મારી વાત કાને જ ધરતાં નથી. રામ રાજા થશે એટલે નક્કી ભરતને કાઢી મૂકશે અથવા તો મારી નાખશે. અને રામની મા કૌશલ્યા જેને અત્યાર સુધી તો તમે હિસાબમાં નથી ગણતાં, તે શું પછી વેર લીધા વિના રહેશે? માટે હું કહું છું કે આ સમયે ભરતને રાજ મળે ને રામ વનવાસમાં ચાલ્યા જાય એવો ઉપાય તમારે કરવો જોઈએ.”

હાય હાય! આ મંથરા પૃથ્વીમાં શા માટે જન્મી હતી? કૈકેયીનું મન પહેલાં તો ખરાબ ન હતું પણ દુષ્ટ મંથરાએ જ તેનામાં ઈર્ષ્યા જગાડી. મંથરાએ જ્યારે રામ ભરતને મારી નાખશે એવો ભય દેખાડ્યો ત્યારે કૈકેયીએ કહ્યું: “મંથરા! હવે આજે જ હું ભરતને રાજ અપાવી રામને વનવાસ મોકલું છું. પણ એ કામ શી રીતે પાર પડે તે તું કહે.”

મંથરાએ કહ્યું: “આ શું? તમે તો બધું જ ભૂલી ગયાં છો! દંડકવનમાં વૈજયંત નગરમાં સમ્બર નામે અસુર હતો. દેવોની સાથે તેને ભયંકર યુદ્ધ થયું. ત્યારે દેવોને મદદ કરતાં રાજા દશરથ ભયાનક અસ્ત્રના ઘાથી યુદ્ધમાં

જ બેભાન થઇને પડયા ત્યારે તમે તેમને તે સ્થળેથી લઈ જઈને બચાવ્યા હતા. રાજાએ તે વખતે તમને બે વરદાન માગવા કહ્યું ત્યારે તમે કહ્યું: " જ્યારે ઇચ્છા થશે ત્યારે માગી લઇશ. ' આ બધી વાત તમારે મુખેથી જ મેં સાંભળી છે. અત્યારે તમે એ માગી લો. એક વરદાનથી ભરતને રાજ અપાવો અને બીજા વરદાનથી રામને વનમાં મોકલો. તેમ થતાં બધી આપદા ટળી જશે. એક કામ કરો. તમે મેલાં કપડાં પહેરી મોં ચડાવી ઉદાસ બની બેસી રહો. રાજા આવે ત્યારે વાત પણ કરશો નહિ; માત્ર ગુસ્સે થજો અને રડજો. રાજા તમને બહુ ચાહે છે તેથી તમને ગુસ્સે જોઇ તેમને દુઃખ થશે; અને જે માગશો તે આપી તમને ખુશી કરશે. પરંતુ ખબરદાર, પહેલાં એ શરત કરજો કે તમે જે માગો તે મહારાજ આપે. એ રીતે તેમને વચનથી બાંધી લઈ પછી બંને વરદાન માગી લેજો. એમ થવાથી તેમને ' ના ' કહેવાનો માર્ગ રહેશે નહિ. "

એવી રીતે મંથરાએ કૈકેયીનું મન એકદમ કલુષિત કરી દીધું. હવે કૈકેયી મંથરાની બહુ પ્રશંસા કરવા લાગી. તેના કહ્યા મુજબ મેલાં કપડાં પહેરી, ઘરેણાં ફેંકી દઈ, ગુસ્સે થઈ, પૃથ્વી ઉપર સૂતાં કૈકેયીને કેટલી વાર લાગે ?

આ તરફ રાજા દશરથ રામના ખબર લઈ કૈકેયીને મહેલ આવ્યા. આવીને જોયું તો કૈકેયી જરા યે બોલતી નથી. શરીરે એકે અલંકાર નથી; નીચે પડીને માત્ર રડે છે.

“ અરેરે ! કૈકેયીને શું થયું છે ? કોણે તેની આવી દશા કરી ? ” બિચારા વૃદ્ધ રાજા મૂંઝાઈ જઈ આવી કેટલીય વાતો વિચારવા લાગ્યા, પણ કોણ કહે કે કૈકેયીને શું થયું છે ? રાજાએ બહુ ધીમેથી પૂછયું: “ કૈકેયી ! તમને શું અસુખ છે ? કોઇએ તમને કાંઇ કહ્યું છે કે તમે કોઇના ઉપર ગુસ્સે થયાં છો ? ”

કૈકેયીએ કશો ઉત્તર ન આપ્યો. છેવટે રાજાએ કહ્યું: “ તમારે કાંઇ જોઇએ છીએ ? બોલો, શું જોઇએ ? જે જોઇએ તે આપું. ” કૈકેયીએ કહ્યું: “ પહેલાં પ્રતિજ્ઞા કરો કે આપીશ, તો કહું. ” રાજાએ કહ્યું: “ આ પૃથ્વી ઉપર હું રામ જેટલો કોઈને ચાહતો નથી. તે રામના નામે પ્રતિજ્ઞા કરું છું કે તમે જે માગશો તે આપીશ. ”

એ સાંભળી કૈકેયીએ કહ્યું: “ દેવો ! રાજા શી પ્રતિજ્ઞા કરે છે તે સાંભળો. મહારાજ ! પેલી સુરઅસુરની વાત યાદ લાવો. તમે ભયંકર અસ્ત્રનો ઘા ખાધો હતો, અને મેં તમને બચાવ્યા હતા. તે વખતે તમે બે વરદાન માગવા કહ્યું હતું, પણ મેં કહ્યું હતું કે જરૂર પડશે ત્યારે વાત. આજ તે બંને વરદાન હું માગું છું. હમણાં પ્રતિજ્ઞા કરી છે. જો તમે નહિ આપો તો હું મરી જઇશ. ”

નિષ્ઠુર કૈકેયી જાણતી હતી કે રાજા એક વાર ‘ આપીશ. ’ એમ કહ્યા પછી ‘ નહિ દઉં. ’ એમ કહેશે નહિ. તેથી અત્યારે સમય વરતીને તેણે કહ્યું: “ રામને ચૌદ વર્ષ વનવાસી બનાવીને દંડક વનમાં મોકલી દો

અને ભરતને રાજગાદી આપો."

હાય! કેવી નિષ્ઠુર માગણી? તે સાંભળતાં જ રાજા દશરથ બેભાન થઈને પડી ગયા. થોડુંએક ભાન આવતાં ઊઠીને બેઠા થયા, પણ તરત જ કૈકેયીની વાત યાદ આવતાં ફરી બેભાન થઈને ઢળી પડ્યા.

ઘણી વારે દશરથને ફરી વાર ભાન આવ્યું ત્યારે તેમણે ભયંકર ગુસ્સાથી કૈકેયી તરફ જોયું અને કહ્યું: "ઓ નિષ્ઠુર દુષ્ટ કૈકેયી! રામે તારું શું બગાડ્યું છે? રામ તારી સેવા કરે છે ત્યારે તું એનો સર્વનાશ કરવા બેઠી છે. કયા દોષે હું રામને વનમાં મોકલું? હાય, હાય! રામ જતાં હું શી રીતે જીવી શકીશ?"

આ પ્રમાણે કૈકેયીને અનેક કઠણ વચનો કહીને પછી બહુ દયામણે સ્વરે દશરથ બોલ્યા: "કૈકેયી! તારે પગે પડું છું; આવી વાત તું ઉચ્ચારીશ નહિ. રામ તારી જેટલી સેવા કરે છે, તેટલી તો ભરત પણ કરતો નથી; અને રાજ્ય તો જ્યેષ્ઠ પુત્રને જ મળે તે તું જાણે છે. મારો રામ કેવો ગુણવાન છે? આવા રામને તારે કારણે નિર્દય વાણી કેમ કરીને સંભળાવી શકું?"

છેવટે તેણે ફરી વાર વિનીત ભાવે કહ્યું: "કૈકેયી! હું હવે વૃદ્ધ થયો છું. હવે હું ઝાઝા દિવસો જીવવાનો નથી. મારા પર દયા કર. મારું બીજું જે કાંઈ છે તે સઘળું હું તને આપું, તારે પગે પડું, પણ રામને ત્યજવાની વાત મને કહીશ નહિ."

દશરથે એ રીતે કેટલીયે વિનતિ કરી, કેટલીયે વાર બેભાન થઈને પડ્યા, પણ નિષ્ઠુર કૈકેયીને જરા યે દયા આવી નહિ. તેણે કહ્યું: "મહારાજ! એક વાર વચન દઈને આવી રીતે રડો છો? તમે તો ખૂબ ધાર્મિક દેખાઓ છો. લોકો સાંભળશે તો શું કહેશે? તમે ગમે તેમ કહો, પણ હું મારી માગણી છોડીશ નહિ. રામને તમે જો રાજા બનાવશો તો હું વિષ ખાઈને મરીશ."

બિચારા વૃદ્ધ રાજાને કેટલું કષ્ટ થયું હશે? આવું દુઃખ કોઈએ કદી જોયું હશે? રાજા ઘડીક રડે, તો ઘડીક કૈકેયીને ગાળ દે; વચ્ચે વળી કહે: "હાય! કૌશલ્યા શું કહેશે?" તો કયારેક કહે: "સીતાની શી દશા થશે?" કયારેક વળી બેભાન થઈ જાય, ને ભાન આવતાં ફરી વાર પાછા કૈકેયીને ઠપકો આપે; કયારેક રામને માટે દુઃખી થાય. એક વાર તો કૈકેયીના પગ પકડી વિનતિ કરવાનો વિચાર કર્યો પણ તે પછી તેમને ભાન રહ્યું નહિ.

એ રીતે આખી રાત્રિ વીતી ગઈ. કૈકેયીને દયા આવવી તો દૂર રહી, ઊલટી તે વધારે કઠોર બનીને કહેવા લાગી: "મહારાજ! સાચી વાત કહો. મને વરદાન આપ્યાં ત્યારે તો કહેતા હતા કે હું જરૂર પાળીશ. અત્યારે તમારું એ સત્ય કયાં ગયું?"

રાત વીતી ગઈ, સવાર થયું. તો પણ કૈકેયીની એક જ વાત: "મહારાજ! વરદાન દીધા વિના કયાં જશો? જલદી રામને વનમાં મોકલો અને ભરતને રાજા બનાવો."

છેવટે દશરથને જ્યારે લાગ્યું કે રામને વનમાં મોકલ્યા સિવાય બીજો ઉપાય નથી, ત્યારે તેમણે કહ્યું: "મેં જ્યારે પ્રતિજ્ઞા કરી છે તો શું કરું? તને ઠીક લાગે તેમ કર. હું કેવળ એક વાર રામને જોવા માગું છું."

સૂર્ય ઊગ્યો. દિવસનું કાર્ય આરંભ કરવાનો સમય થયો. રામને યુવરાજ બનાવવા માટેનું સર્વ સાહિત્ય તૈયાર હતું. પુરોહિત વસિષ્ઠ મુનિએ સુમંત્રને બોલાવી કહ્યું:

"સુમંત્ર ! બધું તૈયાર છે. બધાં આવ્યાં છે. સમય પણ થયો છે. હવે જલદી મહારાજને ખબર આપો."

સુમંત્ર ખબર આપવા ગયા. કૈકેયીને મહેલે જે બન્યું હતું, તે એ જાણતા નહોતા. તેમણે હમેશાની જેમ જઈ મહારાજને કહ્યું: "મહારાજ, બધું તૈયાર છે. હવે આપની આજ્ઞા થતાં જ રામને યુવરાજપદ અપાશે."

સુમંત્રની વાત સાંભળી રાજાના દિલમાં બમણું દુઃખ થયું. સુમંત્ર ચમકી ગયા. તેમણે જોયું કે રાજાની આંખો લાલ છે અને તે બહુ દુઃખી દેખાય છે. કાંઈ ન સમજી શકવાથી દુઃખી હૃદયે માત્ર હાથ જોડીને તે ઊભા રહ્યા.

રાજામાં વાત કહેવાની શક્તિ હતી નહિ, તે જોઈ મિથ્યાવાદી કૈકેયી પોતે બોલી: "જુઓ, સુમંત્ર! રાજાને બહુ આનંદ થયો છે તેથી આખી રાત્રિ ઊંઘ નથી આવી. હમણાં તે થોડી વાર સૂઈ જશે. તમે રામને અહીં તેડી લાવો."

એ સાંભળી સુમંત્ર રાજાને લેવા ગયા.

રામ પોતાના મહેલમાં સીતા પાસે બેઠા હતા. એ સમયે સુમંત્રે જઇને કહ્યું: “ યુવરાજ! મહારાજા અને રાણી કૈકેયી આપને જોવા ઇચ્છે છે. શીઘ્ર આવો.”

રામ તરત જ તેની સાથે ચાલી નીકળ્યા. તે વખતે માર્ગના માણુસો તેમની બહુ પ્રશંસા કરવા લાગ્યા ને કેટલાયે આશીર્વાદ દેવા લાગ્યા.

રાજા દશરથ દુઃખથી વિવશ થઇ ગયા હતા. કૈકેયી તેમની પાસે બેઠી હતી. રામે આવી બન્નેને પ્રણામ કર્યા. દશરથે એક વાર તેની સામે જોઈને કહ્યું: “ રામ !....” આગળ વધારે શબ્દો તે બોલી શકયા નહિ; માત્ર આંખમાંથી આંસુની ધારા ચાલી. તે જોઇ રામને કેટલું દુઃખ થયું હશે તે સહેજે કલ્પી શકાશે. રામે કૈકેયીને પૂછ્યું: “ માતાજી! મેં શું અજાણતાં કાંઈ અપરાધ કર્યો છે? પિતાજી કેમ કંઇ બોલતા નથી? તેમને કેમ આટલા દુઃખી થવું પડે છે? કાંઈ માઠા ખબર આવ્યા છે? આપે તો મહારાજને કાંઈ દુભવ્યા નથી?”

કૈકેયીએ કહ્યું: “ તમારા પિતાને રોષ પણ થયો નથી, તેમ દુઃખ પણ નથી. એક કામ કરવાની તેમની ઇચ્છા થઈ છે, પરંતુ તમારા ભયને લીધે બોલી શકતા નથી. મારું એમ કહેવું છે કે રાજાએ જ્યારે એક વાર વચન આપ્યું છે ત્યારે તમે તેમને અટકાવશો નહિ. તેમ કરશો તો વચનભંગ કરાવ્યાનું તમને પાપ લાગશે.”

રામે કહ્યું: “મા! એવી વાત શું કામ બોલો છો

પિતાએ જે કરવાનું કહ્યું હશે તેમાં હું કદી પણ આડે આવીશ નહિ. પિતાની વાત કેમ કરી અમાન્ય કરી શકું ?"

તે સાંભળી કૈકેયીએ કહ્યું: "બાપુ ! વાત બીજી કાંઇ નથી. તમારા પિતાએ અગાઉ મને બે વરદાન આપ્યાં હતાં, તે વરદાન હું આજે માગું છું. એક તો એ કે તમે માથે જટા ધારણ કરીને વલ્કલ પહેરી ચૌદ વર્ષને માટે દંડક વનમાં જાઓ, અને બીજું એ કે આજે જે સાહિત્ય તૈયાર થયું છે તેનાથી ભરતનો અભિષેક થાઓ. બેટા ! તમે રાજ્યનો લોભ છોડી દો. મહારાજને દુઃખ થાય છે તેથી પોતાને મુખેથી બધી વાત તમને કહી શકતા નથી એટલે મેં તમને કહ્યું છે. પિતાનું વચન પાળવું એ તમારો ધર્મ છે."

એ સાંભળીને દશરથે દુઃખથી નિસાસો નાખ્યો; પરંતુ રામ જરા પણ દુઃખી ન થતાં બોલ્યા: "ભલે, માતાજી ! તેમ જ કરીશ. એવું કયું કામ છે કે પિતા આજ્ઞા કરે અને હું ન કરું ? આજે જ ભરતને બોલાવવા દૂત મોકલી દો. હું પણ આજે જ વનમાં ચાલ્યો જાઉં છું. પરંતુ પિતા પોતે મારી સાથે કંઇ બોલશે કે નહિ ?"

કૈકેયીએ કહ્યું: "સારું સારું. ભરતને બોલાવવા આજે જ ઘોડે ચડીને માણસ જશે. તમે પણ વનમાં જવા તૈયાર છો તો શીઘ્ર જાઓ, વિલંબ ન કરો. મહારાજને બહુ શરમ આવે છે તેથી તે કશું બોલતા નથી. તમે જશો નહિ ત્યાં સુધી તે સ્નાન કે આહાર કરશે નહિ."

એ વાત સાંભળી દશરથ "હાય, હાય !" કરતા બેભાન થઇ ગયા. વનમાં જવાની વાતથી રામને કાંઈ કષ્ટ ન થયું, પણ પિતાનું દુઃખ જોઈ તે વિહ્વળ બની ગયા. "હાય! પિતાની થોડી સેવા પણ કરી શક્યો નહિ, અને હમણાં જ વનમાં જવું પડશે!" પણ કોઈ રીતે થોડી સેવા કરવી એમ માની રાજાને જરા સ્વસ્થ કરી બેસાડીને તેમને ત્યાંથી ચાલ્યા જવું પડ્યું.

કૈકેયીના આ કામથી લક્ષ્મણ ખૂબ ગુસ્સે થઈ ગયા; રામને કાંઈ દુઃખ લાગ્યું નહિ. લક્ષ્મણને સાથે લઈ તે કૌશલ્યાને મહેલે ગયા. એ જગાએ સ્ત્રીઓ શણગાર પહેરી આનંદ કરતી હતી. તે જોઇને પણ રામને દુઃખ થયું નહિ. તેમના મનમાં માત્ર એ જ વિચાર થયો કે પોતાના જવાથી કદાચ માતપિતા પ્રાણ ટકાવી શકશે નહિ.

રામના વનવાસની વાત આટલી વારમાં તો ઘણાંએ સાંભળી હતી, અને બધાં રોઈને રાજાની નિંદા કરવા લાગ્યાં હતાં. પરંતુ માતા કૌશલ્યા એમાંનું કાંઈ હજી જાણી શક્યાં ન હતાં. રામ યુવરાજ થશે એટલું જ તે જાણતાં હતાં અને તે માટે આનંદિત થઈને દેવીની પૂજા કરતાં હતાં. એ સમયે રામે ત્યાં આવી તેમને પ્રણામ કર્યા.

કૌશલ્યાએ આનંદથી તેના શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: "બેટા! આજ તું યુવરાજ થઈશ. આશીર્વાદ દઉં છું કે અનેક દિન સુખમાં જીવતો રહે. ધર્મે તારી મતિ થાય, અને સૌ તને ચાહે."

રામે કહ્યું: “માતાજી! તમારે બહુ દુઃખનો સમય આવ્યો છે. તમે તો જાણતાં નથી, મા; કે હું હમણાં જ દંડક વનમાં જવા માટે આવ્યો છું. મહારાજ ભરતને રાજ્ય સોંપશે અને મારે તપસ્વીનો વેશ ધારણ કરી ચૌદ વર્ષ વનમાં જવું પડશે.”

આપણે અન્ય માણસોનું દુઃખ સમજી શકીએ, પણ માતા કૌશલ્યાનું દુઃખ સમજવું એ શું સહેલી વાત છે? તે એકદમ બેભાન થઈ ગયાં. સૌએ મળી ઘણી સારવાર કરી તેમને જરા સ્વસ્થ કર્યાં.

ભાન આવ્યા પછી તેમણે કહ્યું: “બેટા રામ! તું જો ન જન્મ્યો હોત તો મને આટલું કષ્ટ થાત નહિ. પણ અત્યારે તને ખોઈને હું શી રીતે જીવીશ? હાય હાય! મારું હૃદય એવું કયા લોઢાનું છે કે આટલું દુઃખ હોવા છતાં ફાટી નથી જતું? મને મરણ કેમ નથી આવતું? અહા, શું યમરાજને ઘેર પણ મારા જેવી દુખિયારીને માટે જગા નથી? બેટા! તું જ્યાં જઈશ ત્યાં હું પણ આવીશ. મને તારી સાથે લઈ ચાલ.”

કૌશલ્યાનું દુઃખ જોઈ લક્ષ્મણ રોતા રોતા બોલ્યા: “માતા! મોટા ભાઈ શા માટે વનમાં જાય? મહારાજ હવે વૃદ્ધ થયા છે. વૃદ્ધની બુદ્ધિ સ્થિર ગણાય? તેમ હોય તો શું સ્ત્રીની વાત માનીને આવા પુરુષને વનમાં મોકલે? એવા રાજાની વાત ન માનીએ તો શું થવાનું છે?”

ત્યાર પછી તેણે રામને કહ્યું: “મોટા ભાઈ! એક વાર

હુકમ આપો; પછી જુઓ કોણ તમને રાજ્ય નથી આપતું. હું અયોધ્યાનાં માણસોને હરાવીશ; પિતાને પણ હંફાવીશ. હું જોઉં છું કે મારામાં પ્રાણ હોય ત્યાં સુધી કોના ભાર છે કે મોટા ભાઈને મૂકી ભરતને રાજ સોંપી શકે છે!"

ફરી વાર તેણે કૌશલ્યાને કહ્યું: "માતાજી! હું શું કોઈથી બીઉં છું? તમે અને મોટા ભાઈ જુઓ કે હું શું કરી શકું છું. બુઢ્ઢા રાજાને હું હમણાં જ ઉડાવા દઉં."

એ સાંભળીને કૌશલ્યાએ રામને કહ્યું: "સાંભળ, ભાઈ! લક્ષ્મણ શું કહે છે? બેટા! તું વનમાં જઈશ નહિ. તેમ થતાં હું કદી બચીશ નહિ. માના મરવાથી તને પાપ લાગશે."

કૌશલ્યાનું દુઃખ જોઈ રામનું હૃદય ચિરાઈ જવા લાગ્યું. તેમણે કહ્યું: "માતાજી! રડો નહિ. પિતાની વાત હું કેવી રીતે અમાન્ય કરું? ભાઈ લક્ષ્મણ! તું મારા પર કેટલો પ્રેમ રાખે છે તે શું હું નથી જાણતો! તને ઘણું દુઃખ થાય છે તે હું સમજી શકું છું, પણ જે ધર્મ હોય તે જ આચરવું એ આપણે માટે ઉચિત છે. તેથી જ પિતા જ્યારે કહે છે ત્યારે વનમાં જવું જોઈએ."

ત્યાર પછી હાથ જોડીને રામે કૌશલ્યાને કહ્યું: "માતાજી! તમે અટકાવો નહિ. ચૌદ વર્ષ જોતજોતામાં પૂરાં થશે. ત્યાર પછી ફરી વાર તમારી સેવામાં હું હાજર થઈશ."

કૌશલ્યા બોલ્યાં: "બેટા! માત્ર મહારાજ એકલા જ

શું તારા ગુરુજન છે? હું શું કાંઈ નથી? મને આટલું કષ્ટ દઈ તું શી રીતે જઈશ?"

રામે કહ્યું: "ધર્મનું અને સત્યનું પાલન કરવા માટે જ પિતા મને વનવાસ મોકલે છે. તેમની આજ્ઞા ન માનવી એ શું ઉચિત છે? મને વનમાં જવાની અનુમતિ આપો, અને આશીર્વાદ આપો કે ચૌદ વર્ષે ફરી વાર આવીને તમારી પદરજ લઈ શકું. તમારે પગે પડું. મા! મને અટકાવો નહિ."

એવી રીતે રામે કૌશલ્યાને ઘણાં સમજાવ્યાં; લક્ષ્મણને પણ ઘણા સમજાવ્યા. તો પણ કૌશલ્યાએ કહ્યું: "બેટા! હું તો અયોધ્યા છોડી તારી સાથે જ આવીશ."

રામે કહ્યું: "જુઓ, મા! કૈકેયીએ છળ કરી પિતાજીને કેટલા દુઃખમાં નાખ્યા છે? હું તો વનમાં જઈશ, પણ તમે પણ વનમાં આવશો તો શું મહારાજ જીવશે? મા! એ વાત મનમાં પણ આણશો નહિ. જ્યાં સુધી મહારાજ જીવે ત્યાં સુધી તમે તેમની સેવા કરો. ચૌદ વર્ષ પછી જરૂર હું પાછો આવીશ."

એવી રીતે રામે ઘણી વાર સમજાવ્યા પછી કૌશલ્યાએ કહ્યું: "ભાઈ! કોઈનું નહિ સાંભળે? તું વનમાં જઈશ જ? હાય! મારે કપાળે માત્ર દુઃખ જ લખ્યું લાગે છે. તો આવ, બેટા! આશીર્વાદ આપું. તારું મંગળ થશે. હાય! મારા ભાગ્યમાં શું એ દિવસો હશે કે તું આવીને ફરી વાર મને 'મા' કહીને બોલાવે?"

એમ કહી કૌશલ્યા ભક્તિભાવે દેવોની સ્તુતિ કરવા લાગ્યાં કે રામનું કશું અમંગળ થાય નહિ. સ્તુતિ પૂરી થયા પછી રામને હૃદય સરસા ચાંપી તેના મુખ તરફ એકીટસે જોઈ રહ્યાં. તેના ઉપરથી આંખ ફેરવવાનું તેમને મન જ થતું નહોતું. છેવટે કૌશલ્યાની પદરજ માથે લઈ રામ સીતાની પાસે વિદાય લેવા ગયા.

સીતાદેવી પણ દુઃખની વાત જાણી શકયાં ન હતાં. પરંતુ રામનું મુખ જોતાં જ તે સમજી શકયાં કે કંઈ વિઘ્ન આવી પડયું છે. રામે જ્યારે તેમને વનમાં જવાની વાત કહી ત્યારે સીતાને બહુ દુઃખ થયું નહિ. તેમણે માત્ર એટલું જ કહ્યું: " હું પણ તમારી સાથે જ આવીશ." રામે ઘણી ના પાડી, વનના કલેશ, દુઃખ અને ભયની સઘળી વાત ઘણી રીતે સમજાવી, પણ સીતા તે કેમ સાંભળે ? રામને ગળે વળગી તે અતિશય રુદન કરવા લાગ્યાં. રામ કોઈપણ રીતે તેને છોડીને જઈ શકયા નહિ, પછી શું કરે ? તેમણે કહ્યું: " તો ચાલો, હું જેવી રીતે રહીશ તેવી રીતે તમે પણ રહેજો. આપણું જે કાંઈ છે તે બ્રાહ્મણોને, ચાકરોને ને ગરીબદુઃખીને વહેંચી દઈને ચાલો આપણે જલદી વનમાં ચાલ્યાં જઈએ."

લક્ષ્મણ રામની પહેલાં જ ત્યાં આવ્યા હતા. રામ-સીતાની વાત સાંભળી તેમણે કહ્યું: " મોટાભાઈ! જો તમે જશો જ તો હું ધનુષ્યબાણ લઈને તમારી સાથે આવીશ. હું તમારા સિવાય રહી શકીશ નહિ."

રામે કહ્યું: "આ શું ભાઈ! તમે પણ જો આવો તો કૌશલ્યાને અને મા સુમિત્રાને કોણ સંભાળશે?"

લક્ષ્મણે કહ્યું: "મા કૌશલ્યાને માટે કશી ચિંતા નથી. અને તે જ્યારે આટલાં માણસોને સંભાળે છે તો શું મા સુમિત્રાને નહિ સાચવી શકે? મોટા ભાઈ! મને સાથે લો. હું રોજ તમને ફળફૂલ લાવી આપીશ."

આથી લક્ષ્મણને સાથે લેવા પડ્યા. લક્ષ્મણ જોત-જોતામાં બધાની પાસેથી વિદાય લઈને અસ્ત્રશસ્ત્ર બાંધીને તૈયાર થઈ ગયા. ત્યાર પછી જેને જે દેવાનું હતું તે રામના કહેવા પ્રમાણે સૌને દેવા લાગ્યા. ચાકરોને ઘણો કાળ સુખેથી રહી શકે એટલું દ્રવ્ય મળ્યું. તે સિવાય રામે ફરી વાર તેઓને કહ્યું: "જ્યાં સુધી અમે પાછા ન આવીએ ત્યાં સુધી અમારા મહેલમાં જ રહો."

તે દેશમાં ત્રિજટ નામે એક બ્રાહ્મણ હતો. તે ઘણો જ વૃદ્ધ ને બહુ ગરીબ હતો. તે બ્રાહ્મણ રામના દાનની વાત સાંભળીને કંઈક ભિક્ષા માટે ત્યાં આવ્યો. રામે તેને જોઈ હસીને કહ્યું: "મહારાજ! આપ આ લાકડી જેટલે દૂર ફેંકી શકો તેટલી જગામાં રહે તેટલા બળદો હું તમને આપીશ."

તે વૃદ્ધ બ્રાહ્મણમાં કેટલું જોર હતું? તરત જ તેણે કસીને કેડ બાંધીને 'હે........ઈ' કરીને લાકડી એકદમ સરયૂપાર ફેંકી દીધી! તેટલી જગામાં સમાય એટલા બળદ ગણી જોતાં એક લાખ થયા. રામે એથી ઘણો જ

સંતોષ પામીને એક લાખ બળદ તેને દાનમાં આપ્યા; તે સિવાય બીજું ઘણું દ્રવ્ય આપ્યું.

આ રીતે સમસ્ત પુણ્યદાન કરીને રામ, લક્ષ્મણ અને સીતા દશરથનાં દર્શન કરવા પગે ચાલીને ગયાં. તે જોઈને સૌ કહેવા લાગ્યા: "જે રામ કદી પણ જમીન ઉપર ચાલ્યા નથી, જે સીતાએ કદી પણ ઘરની બહાર પગ નથી મૂક્યો, તે શું આજે પગપાળાં ચાલે છે? દશરથને નક્કી ભૂત ભરાયું છે; નહિતર આવું બને? આ દેશમાં હવે આપણે રહેવું નથી. ચાલો, આપણે રામની સાથે વનમાં ચાલ્યા જઈએ. કૈકેયી ભલે તેના છોકરાને લઈને અહીં પડી રહે."

રામને વિદાય દેતાં દશરથને કેટલું દુઃખ થયું તે કેમે લખી શકાય તેમ નથી. કૈકેયીની કપટબુદ્ધિ ન સમજતાં વરદાન આપ્યાં; હવે ના કેવી રીતે પડાય? પરંતુ રામ તેના કહેવાથી વનમાં ચાલ્યા જાય એ તેમને જરા યે ગમતું ન હતું. તેથી તેમણે રામને કહ્યું: "બેટા! તું મને બાંધીને કેદમાં નાખી તારી મેળાએ અયોધ્યાનો રાજા થા."

રામ કહે: "બાપુ! તમે હજી હજાર વરસ જીવો અને સુખેથી રાજ્ય કરો. મને રાજ્યની ઇચ્છા નથી. હું વનમાં જઈ આપની પ્રતિજ્ઞાનું પાલન કરીશ, અને ચૌદ વર્ષ પછી આપની ચરણરજ લેવા આવી પહોંચીશ."

રામને એક દિવસ વધારે રોકી શકાયા હોત તો પણ

દશરથને કંઈક શાંતિ મળત; પણ કૈકેયીએ રામને વનવાસમાં જવાનો તે જ દિવસ નક્કી કર્યો હતો.

છેવટે દશરથે સુમંત્રને કહ્યું: "રામની સાથે સૈન્ય, સામંત, હાથી, ઘોડા, રથો, અસ્ત્રશસ્ત્ર બધું મોકલો. શહેરના માણસો ભલે તેની સાથે જાય. કોઈ પણ માણસને પૈસેટકે કશી મુશ્કેલી ન પડે તેનો પૂરતો બંદોબસ્ત કરો."

આ સાંભળી કૈકેયી બોલી: "મહારાજ ! બધું જ્યારે રામની સાથે મોકલી આપો છો ત્યારે મારો ભરત રાજા થાય તો યે શો લાભ છે ?"

રામ કહે: "બાપુ ! મારે કાંઈ જોઈતું નથી. વનમાં જવું ને સૈન્ય, સામંત, હાથી, ઘોડા ને અસ્ત્રશસ્ત્રને મારે શું કરવાં છે ? માત્ર પહેરવા વલ્કલ હશે તો યે ચાલશે."

કૈકેયીએ ત્રણ વલ્કલ આણ્યાં. રામલક્ષ્મણે રાજવંશી પોશાક કાઢી વલ્કલ પહેર્યાં, પરંતુ સીતાને તો વલ્કલ કેમ પહેરાય તેની પણ ખબર નહોતી. સીતા તો વલ્કલ હાથમાં પકડી ઊભાં જ રહ્યાં ! તેથી રામે સીતાને સાડી ઉપર વલ્કલ વીંટી દીધું. આ જોઈને કોને આંખમાં આંસુ ન આવે ?

વસિષ્ઠ ઋષિએ સીતાને વલ્કલ ન પહેરાવવા માટે કૈકેયીને ઘણું કહ્યું. દશરથ કહે: "સીતાને વલ્કલ પહેરાવવાં એવું વરદાન મેં દીધું નથી. સીતા તેનાં પહેરેલાં વસ્ત્રાભૂષણ સહિત જ વનમાં જાય."

છેવટે રામે બન્ને હાથ જોડી દશરથને કહ્યું: "મહા-

રાજ ! મારી દુઃખી માતાની આપ સંભાળ રાખજો."

જવાનો વખત થયો. સુમંત્રે રથ આણ્યો એટલે ત્રણે જણાંએ પ્રણામ કરી સૌની વિદાય લીધી.

સુમિત્રા રાણીએ લક્ષ્મણને આશીર્વાદ આપી કહ્યું: "બેટા ! તું રામની સાથે જા. બધો વખત તેની સાથે જ રહેજે. રામ સિવાય તારું કોઈ નથી. રામને રાજા દશરથ તુલ્ય માનજે, સીતાને મારી તુલ્ય ગણજે અને વનને અયોધ્યાનું રાજ્ય ગણજે. જા, બેટા ! સુખેથી સિધાવ."

ત્યાર પછી સીતાને સુંદર કપડાં પહેરાવી રથમાં બેસાડ્યાં. રામલક્ષ્મણ પણ ધનુષબાણ અને સીતાજી માટે ચૌદ વરસ ચાલે તેટલાં કપડાં લઈ રથમાં બેઠા. રથને ચાલતો જોઈ સૌ ગાંડાની જેમ તેની પાછળ દોડવા લાગ્યાં. રથની સાથે ન દોડી શકવાથી સૌ દુઃખી સ્વરે સુમંત્રને કહેવા લાગ્યાં: "અરે સુમંત્ર ! રથ જરા ધીમે ચલાવો, અમે દોડી શકતાં નથી."

રામ ઘણી ધીરજ રાખતા હતા પણ આ દૃશ્ય તેમનાથી સહ્યું જતું નહોતું. દશરથ રાજા પોતે અને રાણીઓ પણ દોડી આવતી હતી. તેમના રુદન આગળ તો પથ્થર પણ પીગળી જાય, તો પછી માણસના શા ભાર ?

રામ સુમંત્રને "રથ જલદી ચલાવો. જલદી ચલાવો." કહેતા, પણ સુમંત્ર ચલાવી શકતા ન હતા. આ તરફ રાજા દશરથ "સુમંત્ર ! ઊભો રહે, ઊભો રહે." કરતા દોડ્યા આવતા હતા. માતા કૌશલ્યા પણ "હા રામ ! હા

સીતા ! હા લક્ષ્મણ !" એમ બોલતાં ગાંડાની જેમ દોડચાં આવતાં હતાં. આ દેખાવ જોઈ રામની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. રામથી હવે નહિ સહેવાય એમ ધારી સુમંતે ઝપાટાબંધ રથ ચલાવવા માંડ્યો. રથની સાથે ચાલી ન શકવાથી સૌ આખરે પાછાં ફર્યાં.

રાજા દશરથને તો મહા કષ્ટે પાછા વાળ્યા. તો પણ રથની ધૂળ ઊડતી દેખાઈ ત્યાં સુધી તે મહેલમાં આવ્યા નહિ; રથ તરફ જોઈ જ રહ્યા. રથ દૃષ્ટિ બહાર થયો કે દશરથ રાજા લમણે હાથ દઈ નીચે બેસી ગયા. થોડી વારે જરા સ્વસ્થ થઈ કૌશલ્યાનો હાથ પકડી રોતારોતા ચાલ્યા. આ વખતે દશરથ કૈકેયીને મહેલે નહિ પણ કૌશલ્યાને મહેલે ચાલ્યા. કૈકેયી મહારાજને લેવા આગળ આવી પણ રાજાએ કહ્યું: " મને અડીશ નહિ."

કૌશલ્યાને મહેલે આવી રાજા દશરથે બિછાનામાં શયન કર્યું. તે તેમનું છેલ્લું શયન હતું. રડવામાં ને રડવામાં આખો દિવસ ચાલ્યો ગયો. રાત્રે દશરથ રાજાએ કહ્યું: " હું તમને જોઈ શકતો નથી; મારા શરીર ઉપર હાથ ફેરવો જોઈએ ?"

કૌશલ્યા રાજા પાસે બેસી રડવા લાગ્યાં.

સુમિત્રા કૌશલ્યાનું દુઃખ જોઈ બોલ્યાં: " બહેન ! તમે આટલું કલ્પાંત શું કામ કરો છો ? રામ તો શૂરવીર છે. લક્ષ્મણ પણ સાથે છે. કાલ સવારે ચૌદ વરસ પૂરાં થશે ને સૌ પાછાં આવશે. તેમને શાનો ભય છે ?"

સુમિત્રાના આશ્વાસનથી કૌશલ્યાને કાંઈક શાંતિ વળી.

દશરથ રાજા પાછા વળ્યા તો પણ અયોધ્યાના ઘણા લોકો રથની પાછળ દોડતા હતા. તેઓ કોઈ રીતે પાછા ફરતા નહોતા. તેમાં ઘણા વૃદ્ધ બ્રાહ્મણો પણ હતા. તેમના શરીરમાં જોર નહોતું, શરીર થરથર કંપતું હતું; તો પણ તેઓ રથની પાછળ દોડતા હતા. તેઓનું દુઃખ જોઈ રામ, લક્ષ્મણ અને સીતા રથમાંથી નીચે ઊતરી તેમની સાથે ચાલવા લાગ્યાં.

બ્રાહ્મણો કહેઃ "વત્સ રામ! અમે તમારી સાથે જ આવશું."

આ રીતે તેઓ તમસા નદીને કિનારે આવી પહોંચ્યાં. સંધ્યા થઈ હતી તેથી ત્યાં જ રહેવાનું નક્કી કર્યું.

સવાર પડી. રામે જોયું કે અયોધ્યાવાસીઓ હજી સૂતા છે એટલે તેમણે છાનામાના ચાલ્યા જવાનો વિચાર કર્યો. આસ્તેથી સુમંત્રને જગાડી રથ તૈયાર કરવા કહ્યું.

સુમંત્રે રથ તૈયાર કર્યો એટલે રામ, લક્ષ્મણ અને સીતા તેમાં બેસી ચાલી નીકળ્યાં. થોડી વાર પછી તેઓ રથમાંથી નીચે ઊતરી ગયાં. રામે સુમંત્રને કહ્યું: "તમે ઉત્તર તરફથી રથને જરા ફેરવી લાવો." આમ ફેરવીને રથ લેવાથી અયોધ્યાવાસીઓને માર્ગ નહિ જડે, ને આખરે તેઓ અયોધ્યા પાછા ફરશે, એવો રામનો વિચાર હતો.

રામ, લક્ષ્મણ અને સીતા માર્ગ છોડી વનમાં ચાલવા લાગ્યાં. સુમંત્રે થોડે દૂર સુધી રથ લઈ જઈ બીજે રસ્તેથી

ચક્કર ફેરવી પાછો આણી ત્રણેને અંદર બેસારી દીધાં.

આ તરફ તમસા નદીને કિનારે સૌ જાગ્યો. જાગીને જુએ તો રામ ન મળે ! રામને ન જોવાથી તેઓ છાતીફાટ રડવા લાગ્યા ને બોલવા લાગ્યા: “ હાય ! આખરે શું રામે આપણો ત્યાગ કર્યો ? આપણા નસીબમાં શું આમ જ હતું ઊંઘ જ આપણી દુશ્મન બની ! આપણે ઊંઘ્યા જ ન હોત તો રામ આપણને મૂકીને જઈ ન શકત.”

રડતા રડતા તેઓ રથને ચીલે ચીલે ચાલવા લાગ્યા. થોડે દૂર જતાં વનમાં રથનો ચીલો દેખાતો બંધ થયો. વનમાં આડાઅવળા રખડી આખરે દુઃખ સાથે સૌ અયોધ્યા પાછા ફર્યા.

આ બાજુ આખો દિવસ મુસાફરી કરીને રથ સાંજે શૃંગવેર નગર પાસે ગંગાકિનારે આવી પહોંચ્યો. આ જગાએ એક ઇંગુદીનું વૃક્ષ જોઈ રામે કહ્યું: “ આ ઝાડ નીચે આપણે આજની રાત રહેશું.”

તે ભાગના રાજાનું નામ ગુહ હતું. ગુહ રામના મિત્ર હતા. રામ આવ્યા છે એમ સાંભળતાં જ ગુહ નોકરચાકર અને જાતજાતનું ખાવાનું લઈને હાજર થયા. રામને માટે સુંદર બિછાનું, ઘોડાને માટે ઘાસ વગેરે બધું લાવ્યા; કાંઈ બાકી રાખ્યું નહિ. ગુહની એવી ઇચ્છા હતી કે રામને જ રાજા બનાવી અહીં જ રાખી લેવા.

રામ ઘણા હેતથી ગુહને મળ્યા અને કહ્યું: “ ભાઈ! તમારો પ્રેમ જોઈ મને અત્યંત આનંદ થયો છે. પરંતુ

આ તમારી આણેલી વસ્તુ હું કેવી રીતે લઇ શકું ? અમારે તો તપસ્વીની જેમ ફળમૂળ ખાઈને રહેવું જોઈએ. અમારે કશાની જરૂર નથી. માત્ર ઘોડાને માટે આ ઘાસ રાખો.” ગુહે વધારે આગ્રહ ન કર્યો. રામ, લક્ષ્મણ અને સીતા માત્ર પાણી પીને ઝાડ નીચે સૂઈ રહ્યાં.

રાત્રે રામ સૂતા પણ લક્ષ્મણ તો જાગતા રહી પહેરો ભરવા લાગ્યા. તે જોઈ ગુહ દુઃખી થઇ બોલ્યો: “ રાજપુત્ર ! અમે જ પહેરો દઇશું. તમે સૂઇ જાઓ.”

લક્ષ્મણે કહ્યું: “ ભાઇના દુઃખના સમયે હું કેવી રીતે સૂઇ શકું ? પિતા પણ હવે ઝાઝો સમય જીવશે નહિ. અને ત્યારે કૌશલ્યા ને માતા સુમિત્રા તો જરૂર દેહ છોડશે.” લક્ષ્મણને અને ગુહને નિદ્રા આવી નહિ. તેમણે સમસ્ત રાત્રિ રુદન કરીને ગાળી.

બીજે દિવસે સવારે સુમંત્રને વિદાય આપીને અને ગુહ પાસેથી રજા લઈને રામ, લક્ષ્મણ ને સીતા નૌકામાં બેસી ગંગાપાર ઊતર્યાં. વૃદ્ધ સુમંત્રના પગ હવે અયોધ્યા જવા માટે કેમ ઊપડે ? પોતાને સાથે લઈ જવા તેમણે રામને ઘણી વિનતિ કરી પરંતુ રામે કહ્યું: “ તમે જો અયોધ્યા નહિ જાઓ તો કૈકેયી સમજશે કે હું વનમાં ગયો નથી. અને તેથી પિતાને બહુ કષ્ટ થશે. તમે જલદી અયોધ્યા જાઓ.” તેથી જ સુમંત્ર રામની સાથે જઇ શક્યા નહિ. એકીટસે રામની પાછળ જોઈ રહ્યા. જ્યારે રામ દેખાતા બંધ થયા ત્યારે દુઃખથી તેમની આંખોમાંથી ખળખળ

આંસુ વહેવા લાગ્યાં.

ગંગાપાર થયા પહેલાં જ રામ તથા લક્ષ્મણે વડના દૂધથી જટા બાંધી લીધી. ગંગા નદીને પેલે પાર વત્સ દેશ હતો. તે સ્થળે હરણ મારી, ભોજન કરી તેનું ચામડું પહેરી હાથમાં ધનુષબાણ લઈ રામે વનમાં પ્રવેશ કર્યો. એક રાત્રિ તેઓએ તે વનમાં ગાળી. તેને બીજે દિવસે સંધ્યા સમયે તેઓ પ્રયાગમાં જઈ પહોંચ્યાં. તે સ્થળે ભારદ્વાજ મુનિના આશ્રમ પાસે ગંગા સાથે યમુનાનો સંગમ થાય છે. રામલક્ષ્મણ ભારદ્વાજને આશ્રમે આવ્યા. ત્યાં તેમણે તેઓનો બહુ સત્કાર કર્યો. ભારદ્વાજ રામલક્ષ્મણને પોતાના આશ્રમમાં જ રાખવા ઇચ્છતા હતા; પરંતુ તે સ્થળની પાસે જ મનુષ્યોનો વસવાટ હોવાથી ત્યાં રહેવું રામને રુચ્યું નહિ. તેમણે ભારદ્વાજને કહ્યું: " મહારાજ! દયા કરીને એકાદ નિર્જન જગા અમને બતાવો."

ભારદ્વાજે કહ્યું: " તો તમે અહીંથી દસ કોસ દૂર ચિત્રકૂટ છે ત્યાં જઈ વાસ કરો. ચિત્રકૂટ ઘણું જ સુંદર ને નિર્જન સ્થાન છે. તે સ્થળે ફળફૂલ, નદી, ઝરણાં ને પશુપક્ષી ઘણાં છે. તે સ્થાન જ તમને બહુ સારું લાગશે."

બીજે જ દિવસે તેઓ ભારદ્વાજને પ્રણામ કરીને ચિત્રકૂટ જવા નીકળ્યાં. માર્ગમાં યમુના નદી પાર કરવાની હતી. નદીકિનારે સૂકાં લાકડાંનો અભાવ ન હતો. શણની દોરીથી લાકડાંને બાંધીને પાર જવા માટે ત્રાપો તૈયાર કર્યો. ત્રાપાની અંદર બીજાં વૃક્ષોની ડાળો પાથરી ગાદી

બનાવવાનું પણ બાકી રાખ્યું નહિ. સીતાને બેસવા માટે એક મુલાયમ જગા જોઈએ ના ? આ કારીગરી લક્ષ્મણની. સીતાની સગવડ કરવા માટે તે સદા તત્પર રહેતા. ત્રાપા ઉપર જરૂરની વસ્તુઓ લઇ તેઓ નદીપાર ઊતર્યાં.

ત્યાર પછી આગળ લક્ષ્મણ, વચમાં સીતા ને પાછળ રામ એ રીતે તેઓ વનમાં ચાલવા લાગ્યાં. માર્ગની બન્ને બાજુ સુંદર સુંદર ફૂલ ખીલ્યાં છે. આવાં ફૂલ સીતાએ પૂર્વે કદી જોયાં ન હતાં. તેઓ પોતાનાં સુંદર વચનોથી રામને પૂછતાં: " આ શાનાં ફૂલ છે ? " અને તરત જ લક્ષ્મણ તે લાવી આપતા.

આ રીતે ચાલતાં એક દિવસ તેઓ ચિત્રકૂટ પર્વત પાસે આવી પહોંચ્યાં. તે સ્થાન ઘણું રમ્ય હતું. તેની પાસે જ મન્દાકિની નામે એક સુંદર નદી વહી જતી હતી. નદીને કિનારે લક્ષ્મણે ઘાસ અને કાષ્ટનું એક સુંદર ઝૂંપડું બાંધ્યું. હીરારત્નથી જડેલા આરસના મહેલમાં રહેવાનો જેને અભ્યાસ હતો, તે અત્યારે માત્ર એક પર્ણકુટીમાં રહેવા લાગ્યાં !

આ બાજુ સુમંત્ર અયોધ્યા પાછા આવ્યાના સમાચાર મળતાં દશરથનું દુઃખ ઊલટું વધી પડ્યું. પ્રથમ તે મૂર્છિત થઈ ગયા. ભાન આવ્યા પછી તેમણે પૂછ્યું: " સુમંત્ર ! તમે પાછા ફર્યા ત્યારે રામે કાંઈ કહાવ્યું છે ? "

સુમંત્રે કહ્યું: " રામે આપ સર્વને પ્રણામ કહેવડાવ્યા છે, અને કહાવ્યું છે કે માતાજીને કહેજો કે

સર્વદા મહારાજની સેવા કરે. ભરતને કહાવ્યું છે કે રાજા થઈ પિતાનું નામ ઉજ્જવળ રાખે. લક્ષ્મણે ક્રોધ સહિત કહાવ્યું છે: ‘ સુમંત્ર ! પિતાએ મોટા ભાઈને વનમાં મોકલ્યા છે તેથી મને તેમના ઉપર જરા યે ભક્તિ રહી નથી.’ સીતા કાંઈ બોલ્યાં નથી. તેમણે માત્ર નીચે મુખે આંસુ પાડ્યાં છે; અને એક વાર રામ તરફ અને એક વાર લક્ષ્મણ તરફ જોયું છે.”

એ સાંભળ્યા પછી રાજા દશરથ એકદમ વિહ્વળ થઇ પડી ગયા. તેઓ સમજી ગયા કે હવે વધારે વાર પોતે જીવી શકશે નહિ. તે જુવાન હતા ત્યારે એક અંધારી રાત્રિએ હાથી જાણીને તેમણે એક અંધ મુનિના પુત્રને બાણથી મારી નાખ્યો હતો. પુત્રવિયોગના દુઃખથી અંધ મુનિ ત્યાં જ ગુજરી ગયા, પણ મરતી વખતે દશરથને શાપ આપ્યો: “ તારું પણ પુત્રવિયોગમાં જ મરણ થશે.”

મૃત્યુસમયે આ વાત સંભારી દશરથ દુઃખી થવા લાગ્યા. ત્યાર પછી ધીમે ધીમે તેમનું શરીર લથડવા લાગ્યું. છેવટે “ હા રામ, હા કૌશલ્યા, હા સુમિત્રા, હા દુષ્ટ કૈકેયી !” એમ બોલતાં બોલતાં રાત્રિના બે પ્રહરને સમયે તેમણે પ્રાણ છોડ્યા. રામને વનવાસ મોકલ્યા પછી દશરથ માત્ર છ દિવસ જ જીવ્યા.

રામને માટે દુઃખી થઇ સૌ ગાંડાં થઇ ગયાં હતાં; તેમાં મહારાજ દશરથના મરણથી સૌ ધીરજ ખોઇ બેઠાં. બીજે દિવસે સવારે દશરથને જગાડવા ગયા ત્યારે તેમને

ભાન થયું કે મહારાજ તો ગુજરી ગયા છે, ત્યારે વળી સૌ વિશેષ આક્રંદ કરવા લાગ્યાં.

આ રીતે દુઃખ ઉપર દુઃખ આવી પડવાથી બધાની સ્થિતિ કેવી થઈ ગઈ તેનું શું વર્ણન કરવું?

બીજી તરફ ભરતશત્રુઘ્ન પણ અયોધ્યામાં નહોતા. તેઓ ન આવે ત્યાં સુધી દશરથને અગ્નિસંસ્કાર થાય નહિ; તેથી એકદમ ભરતશત્રુઘ્નને તેડવા માટે માણસને મોકલ્યો; અને તેટલા દિવસ મહારાજના શબને તેલની કોઠીમાં રાખી સૌ રાહ જોવા લાગ્યાં

ભરત મામાને ત્યાં સુખમાં હતા. આ બધી વિપદની વાત તે જાણતા ન હતા. તેમને એક દિવસ સ્વપ્ન આવ્યું કે રાજા દશરથ એકદમ મેલા થઈ ગયા છે, અને એક પહાડ ઉપરથી પડી જાય છે; પડતાં જ પહાડને તળિયે તેલ ભરેલું હતું તેમાં મહારાજ ડૂબી જાય છે; ત્યાર પછી ગધેડા જોડેલી ગાડીમાં બેસી તે દક્ષિણે જતા દેખાય છે.

આવું સ્વપ્ન જોવાથી ભરતને બહુ દિલગીરી થઈ, એમનું મન બહુ ઉદ્વિગ્ન થઈ ગયું. બીજે દિવસે મિત્રોની સાથે તે આનંદ લઈ શકયા નહિ. ત્યાં તો અયોધ્યાથી માણસે આવીને કહ્યું: “ચાલો, રાજકુમાર! આપ જલદી અયોધ્યા ચાલો. આ સમય વિલંબ કરવા જેવો નથી.”

એ સાંભળી ભરત એકદમ અયોધ્યા ચાલ્યા આવ્યા. ભરત આવ્યા ત્યારે જોયું તો અયોધ્યાનો પહેલાં જેવો દેખાવ ન હતો. રસ્તામાં માણસો ચાલતાં નહોતાં, દુકાનો

બંધ હતી, અને બધાનાં મુખ અતિશય ઝાંખાં પડેલાં જણાતાં હતાં.

દશરથના મહેલમાં જઈ જોયું તો તે ત્યાં નહોતા; તેથી ભરત કૈકેયીને મહેલે ગયા. કૈકેયીએ હસતે મુખે પૂછયું: "ભાઇ! સારો છે ને? રસ્તામાં કાંઈ દુ:ખ તો નથી પડયું ને?"

ભરતે કહ્યું: "રસ્તે આવતાં મને થાક લાગ્યો છે, એટલું જ. પરંતુ મા! આટલી ઉતાવળથી મને શા માટે બોલાવ્યો? પિતાજી કયાં છે?"

કૈકેયીએ કહ્યું: "બેટા! તારા પિતા ગુજરી ગયા છે."

આ સાંભળી ભરત "હાય હાય!" કરતા બેભાન થઈ ગયા. તેમને ભાન આવતાં કૈકેયીએ કહ્યું: "બેટા! તું આટલો દુ:ખી કેમ બન્યો છે?"

ભરતે કહ્યું: "હાય! પિતા મને છોડીને કયાં ચાલ્યા ગયા? મા! પિતાએ શું કહ્યું હતું? છેવટની તેમની શી આજ્ઞા હતી?"

કૈકેયીએ કહ્યું: "ભાઈ! મૃત્યુ સમયે તારા પિતા માત્ર 'હા રામ, હા લક્ષ્મણ, હા સીતા!' એટલું જ બોલ્યા હતા અને કહ્યું હતું કે 'રામને ફરી વાર અયોધ્યામાં આવેલા જોઈશ ત્યારે જ સુખી થઈશ."

આ સાંભળી ભરતે પૂછયું: "મા! ત્યારે ભાઈ અત્યારે કયાં છે?"

કૈકેયીએ કહ્યું: "તારા ભાઈ, સીતા અને લક્ષ્મણને

લઈને વનમાં ગયા છે.”

ભરતે આશ્ચર્ય પામીને પૂછ્યુ: “ભાઈ વનમાં શા માટે ગયા છે?”

કૈકેયીએ કહ્યું: “તેણે કોઈ અન્યાય કાર્ય કર્યું નથી, પણ મેં જ મહારાજને કહીને તેમને વનમાં મોકલેલ છે. રાજાએ મને બે વરદાન આપવા કહ્યું હતું. મેં તે બંને વરદાન માગી લીધાં કે રામ વનમાં જાય ને ભરત રાજા થાય. હવે આ બધું તારું છે. હવે તું રાજા થઈ સુખેથી રહે.”

ભરતને સુખી કરવા માટે કૈકેયીએ આવું પાપ કર્યું હતું, પણ ભરતને રામ ઉપર કેટલો પ્રેમ હતો તે એ જાણતી ન હતી. ભરતને સુખી થવું તો દૂર રહ્યું, પણ દુઃખથી અને ક્રોધથી તે અસ્થિર બની ગયા. તેમને એટલો ગુસ્સો ચડ્યો કે જો કૈકેયી મા જનેતા ન હોત તો કદાચ તે તેને મારી નાખત.

ભરતે કહ્યું: “તમને મોટા ભાઈ જો આટલું માન આપતા ન હોત તો હું તમને અત્યારે કાઢી મૂકત. તમે રાજરાણી હોવા છતાં તમારું આવું કામ? ગમે તેમ હોય, તમે જે ધાર્યું છે તે હું કદી થવા નહિ દઉં. હું હમણાં જ ભાઈને પાછા લેવા જાઉં છું. તમારા જેવી દુષ્ટ મા આ પૃથ્વીમાં નહિ હોય. તમે કેમ અગ્નિમાં બળીને કે ગળે ફાંસો બાંધીને મરી ન ગયાં? અથવા તમે જ કેમ વનમાં ચાલ્યાં ન ગયાં?”

ત્યાર પછી બધાંને બોલાવીને ભરતે કહ્યું: “મારી

ઇચ્છા કદી પણ રાજ્ય કરવાની નથી. ભાઇનું રાજ્ય હું કેમ લઉં? હું મોસાળમાં હતો એટલામાં કૈકેયી કેવું કરી બેઠાં છે? એમાંનું હું કાંઈ જાણતો નથી.” એમ કહી તે શત્રુઘ્નને સાથે લઇ કૌશલ્યાને મળવા ચાલ્યા.

કૌશલ્યા પણ ભરતનો સાદ સાંભળી તેની પાસે આવતાં હતાં. રસ્તામાં બન્ને જણાં મળ્યાં. ભરતને જોઇ કૌશલ્યા બોલ્યાં: “ભાઇ! હવે તને રાજ મળ્યું છે. તું સુખેથી રાજ કર ને આ દુખિયારીને રામની પાસે વનમાં મોકલી દે.”

આ વાત સાંભળતાં જ ભરત કૌશલ્યાના પગ પકડી રડતા રડતા બેભાન થઈ પડી ગયા. કૌશલ્યા પણ તેને ખોળામાં લઈ રડવા લાગ્યાં. તે સમજી શક્યાં કે આમાં ભરતનો જરા યે વાંક નથી.

મહારાજનું શબ હજી તેલની કોઠીમાં હતું. તેનો અગ્નિસંસ્કાર કરવામાં હવે વિલંબ થવો જોઈએ નહિ એમ સૌને થયું. બીજે દિવસે વસિષ્ઠ મુનિ અનેક રીતે ભરતને શાંત કરી તે કામની તૈયારી કરવા લાગ્યા. દશરથનો અગ્નિસંસ્કાર ને ઉત્તરક્રિયા વગેરે બધું પતી ગયું.

એ પછી એક દિવસ ભરત ને શત્રુઘ્ન વાતચીત કરતા હતા. એ સમયે મંથરા ભારે શણગાર સજીને સખીઓને લઈ ત્યાં આવી ઊભી. એના મોં ઉપર હસવું તો સમાતું નહોતું. તેણે ધાર્યું હતું કે ભરત પાસેથી તેને બહુ સારો સરપાવ મળશે. પરંતુ કેવો બદલો મળ્યો તે જોઈએ.

મંથરા ત્યાં આવી તેવી જ તેને પકડીને ભરતે શત્રુઘ્નને સોંપીને કહ્યું: "આ દુષ્ટા જ બધા દુઃખનું મૂળ છે. અત્યારે એને જે કરવું જોઈએ તે કર."

શત્રુઘ્ન તેને જમીન ઉપર પછાડી બહુ સારી રીતે પુષ્પાંજલિ દેવા લાગ્યા.

એટલામાં મંથરાએ બૂમબરાડા પાડી આખો રાજમહેલ ગજવી મૂક્યો. તેના અલંકારો ટુકડા થઈને ધૂળમાં પડી ગયા. સખીઓ તો ભયથી નાસી ગઈ. છેવટે ભરતે કહ્યું: "ભાઈ! એને મારી નાખશો નહિ. સ્ત્રીહત્યા કરી છે એમ સાંભળી મોટા ભાઈ ગુસ્સે થશે." આથી શત્રુઘ્ને મંથરાને છોડી દીધી. મંથરા જીવ લઈને નાસી ગઈ.

આ રીતે દશરથના મૃત્યુ પછી તેર દિવસ ગયા. રાજ્યનું કામ હવે રાજા વિના ચાલે તેમ નહોતું, તેથી બધાંએ કહ્યું કે હવે ભરત રાજા થાય. પરંતુ ભરતે કહ્યું: "ચાલો, ભાઇને તેડી લાવીએ. તે રાજા થશે ને હું ચૌદ વર્ષ વનમાં જઇને રહીશ."

ભરતના આ ઉદ્‌ગાર સાંભળી બધાં મળી બહુ આનંદથી ભરતશત્રુઘ્નને સાથે લઇને રામને તેડવા નીકળ્યાં. કૌશલ્યા, કૈકેયી ને સુમિત્રા તથા મંત્રી, પુરોહિત, ચાકરનોકર, સૈન્ય, સિપાઈ બધું રામને લેવા માટે ચાલ્યું. અયોધ્યામાં એક પણ માણસ બાકી ન રહ્યું. કોઈ રથે ચડી, કોઈ ઘોડે ચડી, કોઈ હાથીએ ચડી, કોઈ ઊંટે કે ગધેડા ઉપર ચડી અથવા કોઈ પગે ચાલીને, વગેરે જેનાથી જેમ બન્યું

તેમ સૌ ચાલી નીકળ્યાં. એક હજાર ઘોડેસવાર, નવ હજાર હાથી, સાઠ હજાર રથ; તે સિવાય સિપાઈ, સંત્રી ને બીજાં કેટલાં માણસો હતાં તેની ગણુતરી કરી શકાય તેમ ન હતું. આવી રીતે તેઓએ રામને લાવવા માટે પ્રયાણ કર્યું.

તેઓ જ્યારે ગુહને દેશ આવ્યાં ત્યારે ગુહ આટલું સૈન્ય અને માણસો જોઈ થોડો ભય પામ્યો. તેણે પોતાના માણસોને બોલાવીને કહ્યું: " શું, ભરત રામનું અનિષ્ટ કરવા આવ્યા છે ? મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તે બની શકશે નહિ. ચાલો, આપણે તેનો માર્ગ અટકાવીએ. પણ જો તેના મનમાં કાંઈ ખરાબ ભાવ નહિ હોય તો તેનો કશો ભય નથી."

એમ કહી તે ભરતને મળવા ગયો. ભરતની પાસેથી જ્યારે તેણે સાંભળ્યું કે એ તો રામને પાછા લાવવા માટે જાય છે, ત્યારે તેના મનમાં ઘણો આનંદ થયો.

ગુહને જોઈ તેની પાસેથી રામ, લક્ષ્મણ ને સીતાના ખબર પૂછવા બધાં ઘેરી વળ્યાં. વનમાં જવા સમયે રામ ગુહના દેશમાં ક્યાં રહ્યા હતા, શું ખાધું હતું, શી વાતચીત કરી હતી, એ એક પણ વાત તેમણે સાંભળ્યા વિના છોડી નહિ. રામ અને સીતા દર્ભ પાથરીને જે ઇંગુદીવૃક્ષ નીચે સૂતાં હતાં તે ઇંગુદીના ઝાડની નીચે તે દર્ભ હજી પણ પડ્યા હતા. ગુહે બધાને તે સ્થાન દેખાડ્યું.

બીજે દિવસે ગુહના માણસોએ પાંચસો નૌકા લાવી ભરતને ગંગાપાર ઉતારી દીધા. ગુહ પોતે ભરતની સાથે

ચાલ્યો. ગંગાપાર થઈને ભારદ્વાજને આશ્રમે પહોંચતાં તેઓને ઝાઝો સમય લાગ્યો નહિ.

ભરત રામને તેડવા આવ્યો છે, તે સાંભળી ભારદ્વાજ મુનિ ઘણા ખુશી થયા. તેમણે ભરતને કહી દીધું: "તમારાં બધાં માણસો આજ મારું આતિથ્ય સ્વીકારે, ને પછી વનમાં આગળ જાય."

મુનિએ બધાંને ભોજન કરાવ્યું. કોઈને કદાચ થશે કે મુનિ પાસે આટલા પૈસા ક્યાંથી કે ભરતની આખી સેનાને તથા બીજાં માણસોને જમાડી શક્યા? પણ શું પૈસા હોય તો જ બધું થાય? તપોબળથી ભારદ્વાજે જે કર્યું તે પૈસાથી પણ થાય નહિ. મુનિની તપસ્યાને જોરે તેના આશ્રમે દૂધપાક ને શરબતની નદીઓ ચાલી! ભરતના માણસો આવું આતિથ્ય મેળવી અવાક્ થઈ જાય તેમાં શું આશ્ચર્ય! આવું ભોજન શું કોઈએ કદી આપ્યું છે? આટલું સાહિત્ય કોઈની ઇચ્છા હોય છતાં નિપજાવી શકે? દેવોએ પોતે આવીને ભારદ્વાજ મુનિના ભોજનની તૈયારી કરી હતી, અને ગાંધર્વોએ આવી ગાન કર્યું હતું.

આ રીતે ભારદ્વાજ મુનિનું નિમંત્રણ સ્વીકારી બધા ચિત્રકૂટ રવાના થયાં. ભારદ્વાજે તેમને કહ્યું: "તમે યમુના નદીની દક્ષિણ બાજુથી થોડે દૂર જજો; ત્યાર પછી ડાબી બાજુએ દક્ષિણ દિશાએ જે માર્ગ વળે છે તે માર્ગે જતાં જરૂર રામના ખબર મળશે."

તે માર્ગે ઘણે દૂર ગયા પછી તેમને લાગ્યું કે રામ

હવે વધારે દૂર નથી. જ્યારે બે એક જણે વનમાં દૂર જોયું કે એક જગાએ ધુમાડો નીકળે છે, ત્યારે સૌને ખાતરી થઈ કે રામ આ વનમાં જ છે. પછી ભરત પોતાની સાથેના માણસોને ત્યાં ઊભા રહેવાનું કહી પોતે જ રામને શોધવા નીકળી પડ્યા.

આ તરફ ભરતના માણસો ઘણે દૂર હોવા છતાં પણ રામલક્ષ્મણ તેમનો કલરવ સાંભળી શક્યા. આ સઘળો શાનો અવાજ છે તે જાણવા માટે લક્ષ્મણ એક ઝાડ ઉપર ચડ્યા. તે સ્થાનેથી ચારે તરફ જોઇ લક્ષ્મણે કહ્યું: "ભાઈ! જલદી અગ્નિ ઓલવી નાખો, અને કવચ પહેરી ધનુષ્ય-બાણ લઈ તૈયાર થાઓ. ભરત આપણને મારી નાખવા માટે આવતા જણાય છે. આજે હવે ભરતને અને તેના સર્વ સૈન્યને મારીશ ત્યારે જ હું છોડીશ."

એ સાંભળી રામે કહ્યું: "ભાઈ! ભરતે શું કદી પણ આપણું અનિષ્ટ કર્યું છે? તો પછી શા માટે સંદેહ લાવો છો?"

એથી લક્ષ્મણ લજ્જા પામીને બોલ્યા: "લાગે છે કે કદાચ પિતાજી મળવા આવે છે."

રામે કહ્યું: "તે બની શકે. આપણે વનમાં કષ્ટ ભોગવીએ છીએ તેથી કદાચ આપણને પાછા લઈ જવા માટે પણ આવ્યા હોય. પણ તો પછી પિતાને માથે બધો વખત જે છત્ર રહે છે તે ક્યાં છે?"

આ તરફ ભરત રામને શોધતા શોધતા તેમની પર્ણ-

કુટી પાસે આવી પહોંચ્યા. વેલ અને પાનની ઝૂંપડીની અંદર રામનું ધનુષ્ય દેખાતું હતું. વધારે નજીક આવતાં તો રામ ઝૂંપડીની અંદર ચામડાના આસન ઉપર બેસીને લક્ષ્મણ ને સીતા સાથે વાતચીત કરતા જણાયા. પહેરવા ઝાડની છાલ ને માથે જટા દેખી ભરતના મનમાં કેટલું દુઃખ થયું હશે? તે એકદમ દોડ્યા પણ પહોંચતા પહેલાં જ પડી ગયા. મુખેથી માત્ર 'મોટા ભાઇ' એટલું જ વાક્ય નીકળ્યું; બીજું કાંઈ બોલી શક્યા નહિ. તે ક્ષણે શત્રુઘ્ન પણ રડતા રડતા આવીને રામના ચરણમાં પડ્યા. ત્યાર પછી ચારે ભાઈઓ ગળે વળગી અશ્રુ સારવા લાગ્યા.

થોડા શાંત થયા પછી રામે કહ્યું: "ભરત! પિતાજી અત્યારે ક્યાં છે? તું તેમને છોડીને કેમ આવ્યો?"

ભરતે કહ્યું: "મોટા ભાઇ! પિતા તો તમારા વિયોગે દુઃખી થઇને ચાલ્યા ગયા. અત્યારે હું તમને લેવા માટે આવ્યો છું. તમારે પગે પડું, મોટા ભાઈ! તમે મારી સાથે ચાલો." એમ કહી ભરતે રામના પગ જોરથી પકડ્યા.

દશરથના મૃત્યુની વાત સાંભળી રામ રડતાં રડતાં ભરતને છાતીએ ચાંપીને બોલ્યા: "ભાઇ! પિતા જે કહી ગયા છે તે કરવું એ જ મારે માટે ઉચિત છે. મને જ્યારે વનમાં મોકલ્યો છે ત્યારે હું અયોધ્યા શી રીતે આવું? અને તમને પણ તે રાજા થવાનું કહી ગયા છે ત્યારે તમે પણ એ આજ્ઞા કેવી રીતે અમાન્ય કરશો?"

ત્યાર પછી દશરથનું તર્પણ કરવા રામ મન્દાકિનીને

કિનારે આવ્યા. તર્પણ પૂરું થયું પણ સૌનું રોવું માય નાહ. તે વખતે દિવસ લગભગ પૂરો થવા આવ્યો હતો; જે કાંઇ થોડો વખત હતો તે બધાને જોવાસાંભળવામાં ને પ્રણામઆશીર્વાદમાં ચાલ્યો ગયો. ત્યાર પછી રાત્રિ કેવી રીતે ગાળી તે જોઈએ.

જેઓને આટલું બધું દુઃખ પડયું હતું, તેઓ શી રીતે નિશ્ચિંત થઈ સૂઈ શકે ?

બીજે દિવસે રામને અયોધ્યા લઈ જવા માટે ઘણા પ્રયત્નો થયા પરંતુ રામે કોઈ પણ રીતે કબૂલ કર્યું નહિ. માત્ર પ્રયત્ન કરવાથી શું વળે ? ભરતે ઘણી વિનતિ કરી; વસિષ્ઠે વિધવિધ રીતે ઉપદેશ દીધો; જાબાલી નામના એક પુરોહિતે તેમની સાથે વાદવિવાદ કર્યો: પરંતુ છેવટે બધા રામની પાસે હારી ગયા.

અંતે ભરતે કહ્યું: “ મોટા ભાઇ ! જો આપ ચોક્કસ ન જ આવવાના હો તો તમારી આ ચાખડીઓ આપો. એ પાદુકા જ અમારા રાજા, ને અમે એના નોકર. તમારી આ બન્ને પાદુકા લઈ તમારી જેમ વનકુળ પહેરી ફળફૂલ ખાઈને ચૌદ વર્ષ અયોધ્યાની બહાર તમારી રાહ જોઇશ. પંદરમા વર્ષને પહેલે દિવસે તમે જો પાછા નહિ આવો તો હું અગ્નિમાં બળી મરીશ.”

રામ ભરતને પાદુકા આપી બોલ્યા: “ તે સમયે હું અવશ્ય આવીશ. ત્યાં સુધી, ભાઈ ! મારી માને સંભાળજો.”

ત્યાર પછી ભરત ચાખડીઓ હાથમાં ધારણ કરીને

અયોધ્યા આવ્યા. રાણીઓને અયોધ્યામાં રાખીને તેમણે મંત્રી તથા પુરોહિતોને કહ્યું: "મોટા ભાઈ જ્યાં સુધી ન આવે ત્યાં સુધી મારાથી અયોધ્યામાં રહી શકાશે નહિ. ચાલો આપણે નંદિગ્રામે જઈએ."

નંદિગ્રામ અયોધ્યાની પાસે જ હતું. ભરતે ત્યાં જઈ રામની પાદુકાઓ સિંહાસન ઉપર બેસાડી, અને પોતે વલ્કલ પહેરી તે પાદુકા ઉપર છત્ર ધરતા, ચામરથી પવન નાખતા, રાજ્યનું કાર્ય કરવા લાગ્યા.

ભરતના પાછા આવ્યા પછી રામને ચિત્રકૂટ પાસે રહેવું ઠીક લાગ્યું નહિ, તેથી તે સીતા અને લક્ષ્મણને લઈને અત્રિ મુનિના આશ્રમે ચાલ્યા ગયા.

અત્રિ અને તેમની સ્ત્રી અનુસૂયાદેવીના ગુણની શી વાત કરવી? એમના જેવા ધાર્મિક લોકો બહુ થોડા હશે. તેમણે કેટલો સમય તપ કર્યું હતું તે કોઈ જાણતું નથી. અનસૂયાદેવી ઘણાં વૃદ્ધ થયાં હતાં. એવાં વૃદ્ધ માણસને રામે ક્યારે ય જોયાં ન હતાં. સીતા અનસૂયાદેવીને એટલાં તો વહાલાં લાગી ગયાં કે તે તેમને વરદાન દેવા તત્પર થઈ ગયાં. સીતાએ કહ્યું: "મા! આપ સંતુષ્ટ થયાં છો એ જ અમારું પરમ સૌભાગ્ય છે. હવે વરદાન આપવાથી શું વધારે છે?"

પરંતુ અનસૂયાએ એક પોશાક, કેટલાક અલંકાર, એક માળા અને શરીરે લગાડવાનો થોડોએક અંગરાગ, એટલું સીતાને આપ્યું. એ સઘળી વસ્તુઓ ઘણી સુંદર

હતી. એ વિના એમાં એક આશ્ચર્યકારક ગુણ એવો હતો કે એ કોઈ કાળે મેલાં થતાં ન હતાં.

એ રીતે આદરમાન સહિત અત્રિ મુનિના આશ્રમમાં રાત રહી બીજે દિવસે સીતા અને લક્ષ્મણને લઈને રામ વનમાં ચાલ્યા. તે વનનું નામ દંડક વન હતું.



# અરણ્યકાંડ

દંડક વનમાં અનેક મુનિના આશ્રમો હતા. તે દરેક આશ્રમમાં એકેક રાત્રિ રહી રામે તે જગાએથી વધારે ગાઢ વનમાં પ્રવેશ કર્યો. વનવાસમાં નીકળ્યા પછી અત્યાર સુધીમાં તેમણે એક પણ રાક્ષસ જોયો ન હતો. પણ તે વખતે એક જમ જેવો રાક્ષસ તેમની સામે આવ્યો. તેના દેખાવનું વર્ણન શું કરવું? જેવું એનું મોં ભયંકર હતું તેવી જ એની ગર્જના પણ ભયંકર હતી. તે ઉપરાંત ખાઈઓ જેવી એની બે આંખો હતી, ગેંડાના ચામડા જેવું ચામડું હતું, ને લાલ ચરબીથી ખરડાયેલું વ્યાઘ્રચર્મ એણે ઓઢ્યું હતું.

એ વખતે એની ભોજનક્રિયા ચાલુ હતી. ખાવામાં માત્ર ત્રણ સિંહ, ચાર વાઘ, બે ગેંડા, દસ હરણ અને એક હાથીનું માથું એટલાં હતાં!

રાક્ષસે ખાતાં ખાતાં સીતાજીને જોયાં ને એમને લઇને ભાગ્યો. તરત જ લક્ષ્મણે "દુષ્ટ! ઊભો રહે." કહી

બૂમ પાડી.

રાક્ષસ કહેઃ "કોણ છે તું? હું વિરાધ રાક્ષસ છું. બ્રહ્માનું મને વરદાન છે, તેથી તમારાં અસ્ત્ર મને મારી શકશે નહિ. તમારાથી શું વળવાનું છે?"

આ સાંભળતાં જ રામચંદ્રજીએ સાત બાણ માર્યાં. એટલે સીતાને પડતાં મૂકી હાથમાં શૂળ લઈ તે ભીષણ ગર્જના સાથે રામલક્ષ્મણને મારવા આવ્યો. રામલક્ષ્મણે ઘણાં બાણો માર્યાં પણ બ્રહ્માના વરદાનથી તેને કાંઈ થયું નહિ, એવામાં રામે બે બાણ માર્યાં તેથી એનું શૂળ ભાંગી ગયું. ત્યાર પછી બન્ને ભાઈઓ ખડ્ગ લઈ તેના ઉપર ધસ્યા; પણ વિરાધે એ બન્નેને ખભે ઉપાડી લઈને દોટ મૂકી.

સીતાજી બહુ રડવા લાગ્યાં અને બોલ્યાં: "અરે રાક્ષસ! તું એમને છોડી દે અને મને ખા."

પણ એટલામાં રામલક્ષ્મણે તરત જ તેના બે હાથ કાપી નાખ્યા. રાક્ષસ મોટી ચીસ પાડી બેભાન થઈ ઢળી પડ્યો.

પરંતુ એટલાથી વિરાધ રાક્ષસ મરી ન ગયો. બંને જણાએ તેને ગડદા, પાટુ, લાઠી, કેટલુંયે માર્યું. તલવારથી તેને કાપવા લાગ્યા; પણ તેનું મરણ થયું નહિ.

આખરે રામે કહ્યું: "જો ભાઈ લક્ષ્મણ! એ અસ્ત્રથી મરે તેમ નથી માટે એને માટીમાં દાટી દઈએ." એમ કહી તેમણે રાક્ષસનું ગળું પગથી દબાવ્યું.

ત્યારે રાક્ષસ બોલવા લાગ્યો: "હું સમજ્યો છું કે

આપ રામલક્ષ્મણ છો. હું તુમ્બુરુ નામે ગાંધર્વ હતો. કુબેરના શાપે રાક્ષસ થયો છું. મેં કુબેરને ખૂબ વિનતિ કરી ત્યારે તેણે કહ્યું હતું કે જ્યારે દશરથના પુત્ર રામ તને યુદ્ધ કરીને મારશે ત્યારે તું ફરી વાર ગાંધર્વ થઈ સ્વર્ગમાં પાછો આવીશ."

એ રીતે પોતાનો પરિચય આપીને છેવટે તેણે કહ્યું: "અહીંથી દોઢ યોજન દૂર શરભંગ મુનિનો આશ્રમ છે. આપ તે સ્થળે જશો તો આપનું કલ્યાણ થશે."

ત્યાર પછી એક ખાડો ખોદી વિરાધને તેમાં દાટ્યો. ખાડો ગાળવામાં લક્ષ્મણને કાંઈ કષ્ટ પડ્યું નહિ; પણ વિરાધને દાટ્યો ત્યારે તે ખૂબ બૂમો પાડવા લાગ્યો.

પછી રામલક્ષ્મણ શરભંગ મુનિના આશ્રમે ગયા. રામને જોવાની શરભંગની બહુ ઇચ્છા હતી. મુનિને બ્રહ્મલોકમાં તેડી જવા ઇંદ્ર આવ્યા હતા, પરંતુ રામનાં દર્શન કર્યાં વિના મુનિએ સ્વર્ગમાં આવવાની ના પાડી. રામ જરૂર આવશે જ એમ તેઓ જાણતા હતા, ને માત્ર તેમનાં દર્શન માટે જ પોતાનો દેહ ટકાવી રાખ્યો હતો.

રામચંદ્રનાં દર્શન થઈ ગયા પછી મૃત્યુલોકમાં રહેવાની તેમને જરૂર રહી નહિ. તેથી રામનાં દર્શન કરીને પોતે ચિતા સળગાવી તેમાં જઈ બેઠા. જોતજોતામાં તેમનું જીર્ણ, રોગી અને સફેદ દાઢીવાળું શરીર બળીને ભસ્મ થઈ ગયું અને તેને બદલે અતિ સુંદર અને તેજસ્વી બાળકના જેવું શરીર થયું. પછી તેમણે રામલક્ષ્મણને કહ્યું:

"અહીંથી તમે સુતીક્ષ્ણ મુનિને આશ્રમે જજો. તમારું કલ્યાણ થશે."

શરભંગ મુનિના સ્વર્ગે ગયા પછી બીજા મુનિઓ રામનાં દર્શન કરવા આવ્યા. તેમની પાસેથી રામને ખબર મળ્યા કે રાક્ષસો મુનિઓ ઉપર બહુ જુલમ કરે છે.

રામચંદ્ર કહેઃ "તમે કશો ભય રાખશો નહિ. હું રાક્ષસોને મારી નાખીશ."

ત્યાર પછી રામ, લક્ષ્મણ ને સીતા સુતીક્ષ્ણ મુનિને આશ્રમે ગયાં. સુતીક્ષ્ણ મુનિની એવી ઇચ્છા હતી કે રામ બીજે ક્યાંય ન જતાં અહીં જ રહે. પરંતુ રામની દંડક વનના બીજા મુનિઓને મળવાની તીવ્ર ઇચ્છા જોઈને તેમણે કહ્યુંઃ "તમારી ઇચ્છા છે તો ભલે જાઓ. પરંતુ બધાને મળી રહો એટલે પાછા અહીં જ આવજો."

રામલક્ષ્મણ તેમની ઇચ્છા પ્રમાણે હા પાડી પ્રણામ કરી ત્યાંથી ચાલી નીકળ્યા.

એ પછી દશ વર્ષ સુધી રામલક્ષ્મણ દંડકારણ્યનું તપોવન જોતા ફરવા લાગ્યા. તેઓ જે જે મુનિ પાસે જતા તે દરેક તેમને થોડા દિવસ રોકયા વિના રહેતા નહિ. ક્યાંય એક માસ, ક્યાંય બે માસ, વખતે ચાર માસ અને છ માસ પણ રોકાતા. એ રીતે મુનિઓના જ આશ્રમમાં સારો એવો વખત ગાળી છેવટે ફરી વાર તેઓ સુતીક્ષ્ણ મુનિ પાસે આવી થોડો સમય તેમને આશ્રમે રહ્યા.

આ સમય દરમિયાન બધા મુનિઓનાં દર્શન થયાં

પરંતુ અગસ્ત્ય મુનિનાં દર્શન થયાં નહિ. રામે વિચાર્યું કે એક વાર તેમને મળાય તો સારું. તેથી તેઓ સુતીક્ષ્ણ મુનિ પાસેથી વિદાય લઈ અગસ્ત્યના આશ્રમે આવ્યા.

અગસ્ત્ય સૌ મુનિઓમાં શ્રેષ્ઠ હતા. તેમનાં દરેક કર્મો અજબ અને અદ્‌ભુત હતાં. અંજલિ માત્રથી તેમણે સમુદ્રને શોષ્યો હતો, ને પેટમાં સમાવ્યો હતો. ઇલ્વલ અને વાતાપિ નામક દૈત્યોને તેમણે માર્યા હતા; કોઈની શક્તિ હતી નહિ કે એ રાક્ષસોને હજમ કરે. અગસ્ત્ય મુનિનું એ પરાક્રમ આશ્ચર્યજનક હતું.

ઇલ્વલ અને વાતાપિ એ બંને રાક્ષસો ભાઈઓ હતા અને બ્રાહ્મણોને મારીને ખાઈ જવાનું કામ કરતા. એમ બનતું કે ઇલ્વલ બ્રાહ્મણનું રૂપ લઈ સંસ્કૃત બોલતો બોલતો બ્રાહ્મણોને આમંત્રણ આપવા જતો. કોઈ બ્રાહ્મ-ણને દેખતાં જ તે કહેતો: "મારે ઘેર શ્રાદ્ધ છે, અને તમને નિમંત્રણ છે." શ્રાદ્ધની વાત સાવ મિથ્યા હતી; માત્ર કપટથી બ્રાહ્મણોને ઘેર લાવવા એ જ તેનો હેતુ હતો. દુરાત્માઓ બ્રાહ્મણોને માટે શિયાળના માંસની રસોઈ બના-વતા; અને તે પણ સાચેસાચ શિયાળ નહિ. ઇલ્વલનો ભાઈ વાતાપિ પોતે જ શિયાળ બનતો. અને ઇલ્વલ તેનું માંસ રાંધતો. બ્રાહ્મણોને એ માંસ જમવા પીરસાતું. ભોજન પૂરું થતાં જ ઇલ્વલ બોલાવતો: "વાતાપિ! વાતાપિ!" તરત જ વાતાપિ શિયાળ જેવો અવાજ કરતો બ્રાહ્મણનું પેટ ચીરી બહાર નીકળી પડતો. આ રીતે તેમણે અનેક

બ્રાહ્મણોને માર્યા હતા.

એ બંને દૈત્યોને શિક્ષા કરવા માટે અગસ્ત્ય મુનિ તેમને ઘેર ભોજન લેવા ગયા. ઇલ્વલે તેમને પણ બનાવટી શિયાળનું માંસ રાંધી ખવરાવ્યું, તે જાણતો ન હતો કે આ મુનિ તો તેના ભાઈને પણ હજમ કરી નાખશે! ખાવાનું પૂરું થતાં જ તે બોલાવવા લાગ્યો: "વાતાપિ....વાતાપિ...."

અગસ્ત્ય બોલ્યા: " વાતાપિ ક્યાંથી આવશે? તેને તો હજમ કરી નાખ્યો છે."

તે સાંભળી ઇલ્વલને ખૂબ ક્રોધ ચડ્યો. તે અગસ્ત્યને મારવા દોડ્યો; પણ અગસ્ત્યે ક્રોધભરી એક દૃષ્ટિ તેના તરફ ફેંકી તેવો જ તે બળીને ભસ્મ થઈ ગયો.

અગસ્ત્ય મુનિએ રામને વિશ્વકર્માનું બનાવેલું એક ધનુષ્ય, બ્રહ્માસ્ત્ર નામનું એક બીજું ભયંકર ધનુષ્ય ને અક્ષય ભાથો આપ્યાં. અક્ષય ભાથામાંથી બાણ કદી ખૂટતાં નથી. રામે તે વસ્તુઓ લઈને અગસ્ત્યને કહ્યું: " મુનિ મહારાજ! અમને એક સુંદર સ્થળ બતાવો. અમે તે સ્થળે પર્ણકુટી બાંધીને રહીશું."

અગસ્ત્ય મુનિ થોડો વિચાર કરીને બોલ્યા: " અહીંથી બે યોજન દૂર પંચવટી નામે એક સુંદર વન છે. એ રમણીય સ્થળે સુંદર ફળફૂલ અને કંદ આદિ છે. ગોદાવરીનું અમૃત તુલ્ય જળ છે. હરણ, મયૂર ઇત્યાદિ સુંદર પશુ-પક્ષીઓ પણ છે. તમે તે સ્થળે જઇ સુખેથી વાસ કરો."

રામ અગસ્ત્ય મુનિને પ્રણામ કરી પંચવટી તરફ

ચાલ્યા. થોડે દૂર જતાં માર્ગમાં એક મોટું પક્ષી બેઠેલું તેમણે જોયું. તેને રાક્ષસ ધારી રામલક્ષ્મણે પૂછ્યુંઃ “ તમે કોણ છો ? ”

તેણે કહ્યુંઃ “ ભાઈ ! હું તમારા પિતાનો મિત્ર છું. મારું નામ જટાયુ. મારા મોટા ભાઈનું નામ સમ્પાતી. અમારા પિતાનું નામ અરુણ. ગરુડ મારા પિતાના મોટા ભાઈ.” પક્ષીએ તેમને પોતાની પાસે જ રહેવાનો આગ્રહ કર્યો અને કહ્યુંઃ “ તમે જ્યારે ફળફૂલ લેવા જશો ત્યારે હું સીતાની સંભાળ રાખીશ. ”

રામલક્ષ્મણે તેમને પ્રણામ કર્યા. જટાયુનો પરિચય તેમને બહુ મીઠો લાગ્યો.

તે સ્થાન વાસ્તવિક રીતે અતિ સુંદર હતું. પાસે જ ગોદાવરી નદી હતી; તેમાં હંસ, સારસ મયૂર વગેરે અનેક પક્ષીઓ રહેતાં. આખું ય વન પક્ષીઓના કલગાનથી ગૂંજી ઊઠતું. સુંદર હરણાં ત્યાં સ્વચ્છંદે વિહરતાં. મયૂરોની પરસ્પરની કેલી બહુ મનોહર લાગતી.

રામને આ સ્થળ ગમ્યું. તે સ્થળે એક સુંદર પર્ણકુટી બાંધી ત્રણે જણાં બહુ સુખથી રહેવાં લાગ્યાં. લક્ષ્મણ ફળમૂળ લાવે અને રામસીતા આનંદે આરોગે; રામ. સીતા વનમાં આનંદ કરે. અનેકવિધ પક્ષીઓ સાથે રમે, નદીકિનારે અને બીજાં રમણીય સ્થળોએ ફરે. એમ દિવસો બહુ સુખમાં ગાળતાં.

પરંતુ સુખ કદી લાંબો કાળ ટક્યું છે ?

એક દિવસ શૂર્પણખા નામે એક રાક્ષસી ત્યાં આવી ચડી. તેણે રામને કહ્યું "હું રાજા રાવણની બહેન છું. આપને પરણવા આવી છું." રામે તેને ચોખ્ખી ના પાડી. તેણે લક્ષ્મણને કહ્યું: "મારી સાથે આપ વિવાહ કરો." લક્ષ્મણે પણ ના પાડી. તેથી તે દુષ્ટા ક્રોધે ભરાઈ સીતાને ખાઈ જવા આવી. લક્ષ્મણને આથી બહુ ક્રોધ ચડ્યો ને તેનાં નાકકાન કાપી લીધાં. રક્તથી ખરડાયેલા શરીરે અને કાનનાક કાપેલા વેશે બરાડા પાડતી રાક્ષસી વનની અંદર ક્યાંય ચાલી ગઈ.

પંચવટીથી થોડે દૂર જનસ્થાન નામની એક જગા હતી. ત્યાં શૂર્પણખાનો ભાઈ રહેતો હતો. તેનું નામ ખર હતું. શૂર્પણખા કપાયેલાં નાકકાન લઈને ખર પાસે ગઈ ને ત્યાં છાતીફાટ રડતી ભૂમિ ઉપર ઢળી પડી. પોતાની બહેનનાં નાકકાન કપાયેલાં જોઈ ખર ક્રોધથી કંપી ઊઠ્યો ને બોલ્યો: "આ શો સત્યાનાશ? કોણે તમારી આ દશા કરી? હાય! તમે કેવાં સુંદર હતાં? યમરાજની જેવો ભયાનક તમારો ચહેરો અને ખીલો જેવી તમારી આંખો હતી. કયા દુષ્ટે તમારી આ દશા કરી? જલદી કહો. તેને હું હમણાં જ ઉચિત સજા કરું છું."

શૂર્પણખા રડતી રડતી બોલી: "દશરથના બે પુત્રો આ વનમાં આવ્યા છે. તેનાં નામ રામ અને લક્ષ્મણ છે. તેમણે જ મારી આવી દશા કરી છે. મારો કશો દોષ નથી. ભાઈ! જો તું ખરો ભાઈ હો તો આજે મને એમનું

લોહી લાવીને પા.”

એ વાત સાંભળી ખરે તરત જ ચૌદ રાક્ષસોને હુકમ કર્યો: “તમે હમણાં જ તે ત્રણેને મારીને લઈ આવો. શૂર્પણખાને એનું લોહી મારે આજે પાવું છે.” હુકમ મળતાં જ ચૌદ રાક્ષસો અસ્ત્રશસ્ત્ર લઈને છૂટ્યા. શૂર્પણખા પણ તેની સાથે ગઈ અને તેણે રામલક્ષ્મણને દેખાડ્યા.

આ તરફ રામ પણ સીતાને લક્ષ્મણની પાસે મૂકી યુદ્ધ માટે તૈયાર થયા હતા. ચૌદ રાક્ષસોએ ભયંકર ક્રોધ કરી ચૌદ શૂળ ફેંક્યાં. રામે ચૌદ બાણ મારી ચૌદે શૂળ કાપી નાખ્યાં. રામના દૈવી અસ્ત્રે રાક્ષસોનાં હૃદય વીંધી નાખ્યાં. એક અસ્ત્ર તો રાક્ષસની પીઠમાં આરપાર નીકળ્યું અને જમીનમાં પેસી ગયું. શૂર્પણખા તે જોઈ નાસી ગઈ.

શૂર્પણખાને ફરી વાર દોડતી આવેલી જોઈ ખર બોલ્યો: “ફરી વાર શું થયું છે? એ ચૌદ જણા શું ત્રણ માણસોને મારી શક્યા નથી?”

શૂર્પણખાએ કહ્યું: “ના, રામે તેમને મારી નાખ્યા છે. તમે પોતે જ ચાલો.” એમ કહી ક્રોધથી તે આક્રંદ કરવા લાગી. પેટ કૂટતી, વાળ તોડી નાખતી અને હાથ-પગ પછાડતી ઘોર શબ્દે તે આક્રંદ કરવા લાગી.

આખરે ખર પોતે તેના ભાઈ દૂષણને સાથે લઈ રથે ચડીને યુદ્ધ કરવા નીકળ્યો. ચૌદ હજાર રાક્ષસો શૂળ, મુશળ, મુદ્‌ગર, પટ્ટીશ, પરિઘ, ચક્ર, તોમર, ગદા, શક્તિ. ફરશી, ખડ્‌ગ વગેરે વિધવિધ શસ્ત્રો લઈ ગર્જના કરતા

કરતા ખરદૂષણ સાથે ચાલ્યા. ખરદૂષણની સાથેનું રામનું આ યુદ્ધ જોવા વિમાનમાં દેવો આકાશમાં એકઠા મળ્યા.

આ તરફ રામ પણ લક્ષ્મણ અને સીતાને એક ગુફામાં સંતાડી યુદ્ધ માટે સજ્જ થયા. રાક્ષસો ગર્જના કરતા કરતા આવી રામ પર જોસભેર શસ્ત્રો છોડવા લાગ્યા; પરંતુ રામે એવું યુદ્ધ કર્યું કે તેની સામે કોઈ ટકી શક્યું નહિ. રામનાં બાણોથી તેમના હાથી, ઘોડા, માણસો વગેરે સર્વના ચૂરેચૂરા થઈ ગયા.

ત્યારે ખરનો ભાઈ દૂષણ બહુ ક્રોધથી યુદ્ધ કરવા આગળ આવ્યો. તેણે રામની સાથે કેવું યુદ્ધ કર્યું તે વધારે શું વર્ણવવું? રામના પ્રથમ બાણે જ તેના ઘોડા ગયા, સારથિ ગયો, ધનુષ્ય ગયું, પછી તેણે પરિઘ લીધી. પણ ત્યાં તો પરિઘ સાથે જ તેનો હાથ કપાઈ પડ્યો. આખરે તે મરણને શરણ થયો. ત્યાર પછી બીજા ત્રણ રાક્ષસો આવ્યા તે પણ ભયંકર યુદ્ધ કરતા યમસદને પહોંચ્યા.

એકલા રામે યુદ્ધ કરીને ચૌદ હજાર રાક્ષસો મારી નાખ્યા; માત્ર ખર અને તેનો મિત્ર ત્રિશિરા બાકી રહ્યા. અલ્પ ક્ષણમાં ત્રિશિરા પણ ગયો. છેલ્લે માત્ર ખર રહ્યો.

ખર યુદ્ધકળામાં બહુ નિપુણ હતો. તેણે પ્રથમ બહુ જોસથી યુદ્ધ કરી રામનું કવચ તોડી નાખ્યું, ને ધનુષ્ય પણ ભાંગ્યું. પરંતુ તરત જ રામે અગસ્ત્ય મુનિનું ધનુષ્ય લઈ તેનો રથ, સારથિ, ઘોડા અને ધનુષ્ય, બધાના ચૂરેચૂરા કરી નાખ્યા. હવે ખર પાસે માત્ર ગદા બાકી રહી.

તેને પણ કાપતાં વધારે સમય લાગ્યો નહિ. ગદા જતાં ખર પાસે બીજું એકે ય શસ્ત્ર રહ્યું નહિ; પરંતુ તેથી તેનું જોર ઓછું થયું નહિ. શસ્ત્ર ખૂટી જતાં શાલવૃક્ષ ઉખેડી તેનાથી યુદ્ધ કરવું તેણે શરૂ કર્યું. શાલવૃક્ષ ભાંગતાં તે હાથથી લડવા લાગ્યો. છેવટે રામે તેના હૃદયમાં એક બાણ માર્યું તેવા જ તેના પ્રાણ નીકળી ગયા.

જનસ્થાનમાં બીજા જેટલા રાક્ષસો હતા તે બધાને રામે મારી નાખ્યા. છેવટે એક અકંપન રહ્યો. એ અકંપને નાસીને લંકામાં જઈ રાવણને કહ્યું: "મહારાજ! જન-સ્થાનના બધા રાક્ષસો માર્યા ગયા છે; કેવળ હું જ મહા-મુસીબતે નાસી છૂટયો છું અને અહીં આપની પાસે આવ્યો છું." તે સાંભળી રાવણ આશ્ચર્ય પામી બોલ્યો: "શી વાત કરો છો, અકંપન! તેઓ શી રીતે મર્યા?"

અકંપને કહ્યું: "મહારાજ! અયોધ્યાના રાજા દશ-રથના પુત્ર રામે સર્વે રાક્ષસોનો નાશ કર્યો. રામ કેવા છે તે સંપૂર્ણ કહી શકાતું નથી. તે એકલાએ જ જનસ્થાનનો ધ્વંસ કર્યો છે. તેની સાથે તેનો ભાઈ લક્ષ્મણ પણ છે."

આ વાત સાંભળતાં રાવણના ક્રોધની સીમા રહી નહિ. તે જ ક્ષણે રામલક્ષ્મણને મારવા જનસ્થાન જવા તે તૈયાર થયો. અકંપન તેને અટકાવીને બોલ્યો: "મહારાજ! રામને તમે શું જેવાતેવા ધારો છો? આપના બધા ય રાક્ષસો લઈ જઈને પણ તેની સામે યુદ્ધ કરી શકશો નહિ. પણ તેને મારવાનો એક બીજો ઉપાય છે. રામ તેની સ્ત્રી

સીતાને સાથે લાવ્યો છે. સીતા એટલી સુંદર છે કે તેના જેવું રૂપ મેં કોઇનું જોયું નથી. આપ કાંઈ કપટ કરીને સીતાને લઈ આવો તો પછી રામ એની મેળે જ સીતાના વિયોગથી ઝૂરી ઝૂરીને મરી જશે."

રાવણે કહ્યું: "હું આજે જ તેનો ઉપાય યોજું છું."

એમ કહી રાવણ ગધેડા જોડેલા સુશોભિત રથમાં બેસી તાડકાના પુત્ર મારીચ પાસે ગયો. મારીચ તેને જોઈ બોલ્યો: "મહારાજ! આટલી ઉતાવળથી અને આમ એકલા આવ્યા છો, તે છે શું?"

રાવણે કહ્યું: "દશરથના પુત્ર રામે જનસ્થાનના બધા રાક્ષસોને મારી નાખ્યા છે. તેથી હું તેની સ્રી સીતાને પકડવા જાઉં છું."

મારીચે કહ્યું: "મહારાજ! આવી બુદ્ધિ આપને કોણે સુઝાડી? આપ અત્યારે જ લંકા પાછા ચાલ્યા જાઓ. એક વાર રામના હાથમાં પડ્યા પછી આપનું રક્ષણ થશે નહિ."

તે સાંભળી રાવણ લંકામાં પાછો આવ્યો. આવીને જુએ તો સામે શૂર્પણખા નાકકાન કપાયેલી ઊભી છે! જનસ્થાનના રાક્ષસો મરી ગયા પછી હતભાગી રાક્ષસી લંકામાં ચાલી આવી હતી.

શૂર્પણખાની વાત સાંભળી રાવણ ફરી વાર મારીચ પાસે ગયો. આ વખતે તેની કશી પણ વાત સાંભળ્યા વિના તેણે કહ્યું: "મારીચ! મારું આ કામ કરી દેવું જ જોશે. તું રામના આશ્રમ પાસે જઈ સોનાનો મૃગ થા, ને

સીતાની નજરે નાચતો ફર. તારું રૂપ જોઈ સીતા ચોક્કસ તને પકડવા માટે રામલક્ષ્મણને મોકલશે. પછી તેમની ગેરહાજરીમાં સીતાને પકડી લાવવામાં કોનો ભય છે ?"

મારીચ ભયથી કંપતો કંપતો હાથ જોડીને બોલ્યો: "મહારાજ ! એક સમયે મારામાં હજાર હાથીનું બળ હતું. હું મન માને તેમ દંડક વનના મુનિઓને પકડીને ખાઈ જતો; અને તેમના યજ્ઞનો નાશ કરી ફર્યા કરતો. હું વિશ્વામિત્રના યજ્ઞનો નાશ કરવા ગયેલો તે વખતે રામ ધનુષ્ય લઈને મને અટકાવવા આવ્યા હતા; ત્યારે તો તે બાળક હતા. 'આવડો બાળક મને શું કરશે ?' એમ મેં ધારેલું: પણ તે 'એવડા બાળકે' જ મને એક એવું બાણ માર્યું કે હું તેની ચોટથી બેભાન થઈને સમુદ્રમાં પડ્યો. એવા માણસ સાથે હવે લડાઇ કરવા જવાનું હોય ? તેને તમે કાંઈજ કરી શકવાના નથી. યુદ્ધમાં આખરે આપના જ પ્રાણ જશે."

કડવું ઔષધ જેમ કોઇને ભાવતું નથી તેમ મારીચની સલાહ પણ રાવણને ગમી નહિ. તેણે કહ્યું: "પણ આટલું કામ તો તારે કરવું જ પડશે. તું સોનાનો મૃગ થઈ શરીર ઉપર રૂપાના ચાંદલાવાળું ચામડું બનાવી સીતાની સામે જા. આવો મૃગ દેખતાં જ સીતા મોહાઈ જશે અને તને પકડવા માટે રામને મોકલશે. તું પણ રામને છેતરી તેને ઘણે દૂર લઇ જજે. ઘણે દૂર ગયા પછી રામના જેવો જ અવાજ કાઢી બૂમ પાડજે: 'હાય

સીતા ! હાય લક્ષ્મણ !' એ અવાજ સાંભળી લક્ષ્મણ ઘેર બેસી રહી નહિ શકે. તેને આશ્રમ છોડી રામ પાસે આવવું જ પડશે. પાછળ સીતાની પાસે કોઈ નહિ હોય. મારીચ ! આટલું કામ કરી આપે તો મારું અર્ધું રાજ્ય તને આપીશ; પણ જો નહિ કરે તો હમણાં જ તારું મૃત્યુ થશે."

બિચારો મારીચ શું કરે? તેને રાવણની સાથે રથમાં બેસી ત્યાં આવવું પડ્યું. સીતા તે વખતે હાથમાં છાબ લઈ ફૂલ વીણતાં હતાં. ત્યાં જ દુષ્ટ રાક્ષસ મારીચ સોનાનો મૃગ બની સીતા સામે ખેલવા લાગ્યો. તે જોઈ સીતાએ રામલક્ષ્મણને બોલાવ્યા.

સોનાનું હરણ જોઇ લક્ષ્મણે રામને કહ્યું: "મોટા ભાઈ! હરણ કદી સોનાનું હોય? નક્કી આ તાડકાના પુત્ર મારીચની કપટજાળ છે. આ દુષ્ટ ઘણી વાર હરણનું રૂપ ધરીને મુનિઓને મારવા આવે છે."

પણ સીતા તો હરણને જોઈ એટલાં બધાં ભાન-ભૂલાં થઈ ગયાં કે લક્ષ્મણની વાત તેમણે કાને પણ ધરી નહિ. તેમણે રામને કહ્યું: "કેવું સુંદર હરણ છે! મને એ પકડી દેવું જ પડશે. જીવતું લાવશો તો હું એને પાળીશ, અને દેશ જતી વખતે સાથે લઈ જઈશ; પણ જીવતું ન પકડી શકો તો યે એના ચામડાનું કેવું સુંદર આસન થશે. આર્યપુત્ર ! તમે એને પકડી લાવો."

લક્ષ્મણને સાવધાનતાથી સીતાનો પહેરો ભરવાનું કહી રામ હરણને પકડવા ગયા. દુષ્ટ રાક્ષસ કેટલું ય છળ

જાણે. ઘડી વારમાં પાસે આવે, અને ઘડીકમાં વનની અંદર છૂપાઈ જાય. ફરીવાર થોડે દૂર જઈ ઝાડ પાછળથી ડોકું કાઢે. એવી રીતે તે રામને ઘણે દૂર ખેંચી ગયો. રામે જ્યાં સુધી ધાર્યું હતું કે મૃગને જીવતો પકડી શકાશે ત્યાં સુધી તે તેની પાછળ દોડયા જતા હતા. જ્યારે જોયું કે આશ્રમથી ઘણે દૂર આવ્યા છતાં હરણ પકડાતું નથી ત્યારે તેમણે એક બાણ માર્યું.

બાણના ઘાથી જ હરણનું રૂપ રાક્ષસમાં બદલાઈ ગયું. તેના પ્રાણ નીકળી જવાની તૈયારીમાં હતા. મરવા સમયે તે વિકટ રાક્ષસના રૂપમાં ફેરવાઇ જઈને રામના જેવા જ અવાજે " હાય સીતા ! હાય લક્ષ્મણ ! " કહી બરાડા પાડવા લાગ્યો.

તે સાંભળતાં જ રામ સમજી શકયા કે હવે સત્યાનાશ વળી જશે. આ શબ્દ સીતાને કાને જતાં શુંનું શું થશે. એવું વિચારી ચિંતા કરતા કરતા વ્યગ્ર થઈને તે આશ્રમે પાછા ફર્યા.

આ તરફ આશ્રમમાં સીતા તે દુષ્ટ રાક્ષસની બૂમ સાંભળી રામને માટે ચિંતાતુર થઈ ગયાં. તેમણે લક્ષ્મણને કહ્યું: " હાય હાય ! નથી જાણી શકતી કે શો ગજબ થયો. લક્ષ્મણ ! જલદી દોડો; નક્કી આર્યપુત્ર રાક્ષસને હાથ પડ્યા છે. "

પરંતુ રામ લક્ષ્મણને તો સીતાની પાસે જ રહેવાનું કહી ગયા હતા, તેથી તેને સીતાને એકલાં છોડી જવાનું

ઠીક લાગ્યું નહિ. સીતા લક્ષ્મણને બહુ કડવા શબ્દો કહેવા લાગ્યાં: "હું સમજું છું; તેમને રાક્ષસ મારી નાખે એમ જ તમે ઇચ્છો છો; એવા તમે ભાઈ!"

તે સાંભળી લક્ષ્મણે કહ્યું: "સીતાજી! રામને મારી શકે એવું ત્રિભુવનમાં કોઈ નથી. આપ કેમ મને આવા શબ્દો કહો છો? તમને એકલાં મૂકી જવું એ શું ઉચિત છે? કશો ભય રાખશો નહિ. જે શબ્દો તમે સાંભળ્યા છે તે રાક્ષસનું કપટ માત્ર છે. રાક્ષસોની સાથે આપણે વેર છે, તેથી તેઓ આપણું અનિષ્ટ કરવા કેટલાયે પ્રયત્નો કરશે. આપ દુઃખ કરશો નહિ; શાંત થાઓ."

પણ સીતા વધારે ગુસ્સે થઈ બોલ્યાં: "રે નિષ્ઠુર, દુષ્ટ લક્ષ્મણ! રામને માથે દુઃખ પડતાં તને સુખ થાય છે? તારા જેવો પાપી તો બીજો કોઇ નથી. લાગે છે કે તને ભરતે જ અહીં મોકલ્યો છે; અથવા તો તું પોતે જ દુષ્ટ વિચાર રાખી રામની સાથે આવ્યો છે."

આ સાંભળી લક્ષ્મણને કેટલું દુઃખ થયું તેનું શું કહેવું? તેના હૃદયમાં કેવો કારી ઘા લાગ્યો તે કોણ જાણે?

તેણે કહ્યું: "આપની હું માતાની જેમ સેવા કરું છું, છતાં આપ આવા શબ્દો બોલો છો તે મારાથી સહ્યા જતા નથી. ગમે તે થાય, હું તો આ ચાલ્યો. વનના દેવો આપની રક્ષા કરે. સાવધાન થઇને રહેજો. મોટા ભાઇની સાથે પાછો આવી આપને જોઇશ તો સદ્ભાગ્ય?" એટલું કહી લક્ષ્મણ ત્યાંથી ચાલી નીકળ્યા.

જતી વખતે ફરી ફરીને પાછું વાળીને જોતા હતા, પાછળ સીતાને કશું દુઃખ તો નથી થયું ?

લક્ષ્મણના ચાલ્યા ગયા પછી તરત જ રાવણ સંન્યાસીને વેશે હાજર થયો. હાથમાં દંડકમંડળ, માથે ટોપી, પગે ચાખડી, કપાળે મોટો ચાંદલો ને મુખે વારંવાર હરિનામ. ધીરેથી દરવાજા પાસે આવી રાવણ સીતા સાથે વાતચીત કરવા લાગ્યો. સીતાએ તો ધાર્યું કે ખરેખર કોઈ બ્રાહ્મણ સંન્યાસી જ છે, તેથી તેને બેસવા માટે આસન પાથર્યું ને પગ ધોવા માટે પાણી લાવી આપ્યું. ત્યાર પછી તેણે હાથ જોડીને કહ્યું: "મહારાજ ! ફળમૂળ લાવી આપું. કૃપા કરી થોડો આહાર કરો."

એ રીતે સીતા સાથે વાતચીત ચાલી. થોડી વારે દુષ્ટ બોલ્યો: "હું લંકાનો રાજા રાવણ છું. તમે વનમાં રહી આ તપસ્વીઓની સાથે શા માટે કષ્ટ સહન કરો છો ? મારી સાથે લંકામાં ચાલો. તે સ્થળે તમે ઘણાં સુખી થશો."

એ સાંભળી સીતા ખૂબ ગુસ્સે થઇ બોલ્યાં: "રે દુષ્ટ, તારી એટલી શી શક્તિ છે ? બસ, એટલી બધી વાત ! હમણાં જ તને યોગ્ય સજા મળશે,"

પણ ત્યાં તો રાવણ પોતાનો સંન્યાસીનો વેશ ફેંકી દઈ મૂળ સ્વરૂપે ખડો થયો. અતિ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. દસ માથાં, વીશ હાથ: દેખતાં જ પ્રાણ ઊડી જાય ! મૂળ રૂપ ધારણ કરી તે બોલ્યો: "લાગે છે કે તમે પાગલ છો તેથી જ મને ઓળખી શકતાં નથી. રામને

ચાહવું છોડી દો. એ હતભાગીને ચાહવું એ કદી પણ તમને ઉચિત નથી.”

એટલું કહેતાં કહેતાં તો રાવણનો રથ આવી હાજર થયો. રાવણે સીતાનો ચોટલો પકડી તેને રથમાં ચડાવી દીધાં ને રથ હાંકી મૂક્યો.

સીતા ‘હે રામ! હે રામ!’ કરતાં ઘણું રુદન કરવા લાગ્યાં. સીતાએ જોરથી છૂટવા પ્રયત્ન કર્યો, ઘણું જોર વાપર્યું, પણ એ ભયાનક રાક્ષસ પાસે તેનું શું ચાલે? રાવણ સીતાને લઈ આકાશમાર્ગે ઊડ્યો. સીતા પશુપક્ષીઓને, વનદેવતાઓને, પુનિત નદી ગોદાવરીને અને વનશ્રીની સર્વ લીલોતરીને રુદન કરી કહેવા લાગ્યાં: “કૃપા કરી રામને કહેજો કે સીતાને રાવણ ઉપાડી ગયો છે.”

એ સમયે વૃદ્ધ જટાયુ ઝાડ ઉપર બેઠોબેઠો ઊંઘતો હતો. સીતાના રુદનથી તે જાગી ગયો અને જોયું તો રાવણ સીતાદેવીને ઉપાડી જાય છે. તે જોઈ જટાયુએ કહ્યું: “રે દુષ્ટ રાક્ષસ! હું અહીં બેઠો છું છતાં તું સીતાનું હરણ કરીશ? હમણાં નખથી તારું માથું ચીરી નાખું છું.”

તરત જ જટાયુ અને રાવણ વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. રાવણ જટાયુને તીક્ષ્ણ બાણ મારે અને જટાયુના નખ તેનું માંસ ખેંચી કાઢે. રાવણે જટાયુના હૃદયમાં દસ બાણ મારી માન્યું કે જટાયુ મરી જશે. પણ જટાયુનું મરણ તો દૂર રહ્યું, ઊલટું તેણે રાવણનું ધનુષ્ય છીનવી લીધું. તરત જ રાવણે નવું ધનુષ્ય લીધું અને

પહેલા કરતાં વધારે બળ વડે બાણ મારવા લાગ્યો. પરંતુ જટાયુ તેથી ડરે? બાણ તો તેની પાંખના ફડફડાટથી ઊડી ગયાં. ત્યાર પછી ધનુષ્ય લઈ તેને મરડીને ભાંગી નાખતાં કેટલી વાર લાગે? આવું ભયંકર યુદ્ધ કરતાં જટાયુએ રાવણનો રથ ભાંગી નાખ્યો ને છત્રસારથિને પણ ઉડાડી મૂક્યાં. પરંતુ વૃદ્ધ શરીરે તે ક્યાં સુધી ટકી શકે? અલ્પ સમયમાં જ વૃદ્ધ જટાયુ ઘાયલ થયો.

રાવણે જોયું કે નાસી જવાનો સરસ લાગ છે. તુરત રથ સજ્જ કરી સીતાને લઇ છૂપો છૂપો ચાલવા લાગ્યો. તે જોઈ જટાયુ બોલ્યો: "ઊભો રહે, પાપી! જાય છે ક્યાં?" એમ કહી હાથીની પીઠ ઉપર માવત ચડી બેસે તેમ તે રાવણને માથે ચડી બેઠો. રાવણને તેણે એવા તો ઉઝરડા ભર્યા, એવા તો તેના વાળ ખેંચ્યા, એવા તો માંસના લોચા ખેંચી કાઢ્યા ને એવો તો તેને કાયર કર્યો કે રાવણ ગભરાઈ ગયો.

પણ રાવણ એમ સહેજે મરે એવો ન હતો. બ્રહ્માએ તેને વરદાન આપ્યું હતું, તેથી તેને કોઈ પણ જગાએ ઘા પડતો તો તરત જ રુઝાઈ જતો. જટાયુએ તેની ડાબી બાજુના દસ હાથ કાપી નાખ્યા કે તરત જ બીજા નવા હાથ બહાર નીકળ્યા. એવા માણસ સાથે કેટલી વાર યુદ્ધ કરી શકાય? જટાયુ છેવટે તેની સામે ટકી શક્યો નહિ. તરત જ તે રાક્ષસે તે બિચારાના પગ અને પાંખો બંને કાપી નાખ્યાં. જટાયુના પ્રાણ જવાની તૈયારીમાં

હતા; પછી સીતાનું કોણ રક્ષણ કરે? તરત જ રાવણ સીતાને લઈ આકાશમાર્ગે ચાલ્યો ગયો.

સીતાના દુઃખની તો વાત જ શી કરવી? તેનું એ કલ્પાંત આકાશમાં કોણ સાંભળે? આકાશમાં કોઇ એવું ન મળ્યું કે સીતા તેને પોતાનું રક્ષણ કરવાનું કહે. તેણે નીચે જોયું; પર્વત પર પાંચ વાનરો બેઠા હતા. તે જોઇ તેણે પોતાની સોનેરી ઓઢણી અને અલંકારો નીચે ફેંકયાં. તેણે ધાર્યું કે કદાચ તેને રામ મળશે તો તેઓ તેમને એ દેખાડશે. રાવણે તેની કશી દરકાર કરી નહિ, પણ પેલા વાનરો તે જોઈ રહ્યા.

આ તરફ રામ માયાવી હરણને મારી પાછા ફર્યા. મનમાં ભયની સીમા નથી. સામે જોયું તો લક્ષ્મણ આવે છે. તેના મુખ પર દુઃખની છાયા જણાય છે. લક્ષ્મણને જોઈ રામે કહ્યું: “આ શું, લક્ષ્મણ! તમે સીતાને એકલાં મૂકીને આવ્યા? નથી જાણતા કે એથી સર્વનાશ થશે? હવે કદાચ સીતાને જ આપણે જોવા નહિ પામીએ;”

એમ કહી તેમણે ઉતાવળે ઉતાવળે આશ્રમમાં આવી જોયું તો સીતા નથી. પર્ણકુટી ખાલી છે. સીતા જે જે જગાએ ફરતાં તે તે સ્થાન જોયાં પણ સીતાને દીઠાં નહિ. “હાય હાય! સીતા કયાં ગયાં? શું તે કયાંય સંતાયાં હશે? વનમાં ફૂલ વીણવા ગયાં હશે? કયાં હશે?”

ઝાડ તળે, નદીકિનારે, પહાડ પર, કેટલીયે જગાએ રામે સીતાને શોધ્યાં; કયાંય તેને જોઈ શકયા નહિ.

વૃક્ષોને પૂછ્યું, પક્ષીઓને પૂછ્યું, હરણાંને પૂછ્યું; કોઈ પણ સીતાના ખબર આપી શક્યું નહિ. ત્યારે તે હાથ-પગ પછાડી રુદન કરવા લાગ્યા. "રે લક્ષ્મણ! મારી સીતાને કોણ લઈ ગયું? સીતા! તમે શું, સંતાઈને આ તમાસો જુઓ છો? જલદી આવો, મને બહુ દુઃખ થાય છે. તમારા ગયા પછી હવે હું જીવી શકીશ નહિ."

લક્ષ્મણે તેમને સમજાવ્યા ને કહ્યું: "ચાલો આપણે ફરી વાર તપાસ કરીએ; કદાચ સીતા મળી જાય." તો પણ રામ "સીતા, સીતા!" કરી રડવા લાગ્યા. રામ રડે, સાથે લક્ષ્મણ પણ રડે; અને ચારે તરફ સીતાને શોધે. એ સમયે જોયું કે આંગણામાં કોઈ રાક્ષસનાં પગલાં પડેલાં છે. વચ્ચે વચ્ચે સીતાનાં પગલાં પણ દેખાય છે. એક ભાંગેલ રથ અને ધનુષ્યબાણના ટુકડા પણ ત્યાં પડેલા છે.

"આ બધાં પગલાં કોનાં હશે? આટલા મોટા પગ રાક્ષસ સિવાય કોના હોય? જરૂર સીતાને કોઈ રાક્ષસ લઈ ગયો છે, અથવા મારીને ખાઈ ગયો છે."

એ રીતે વિચારીને રામ બોલ્યા: "મારી સીતાને રાક્ષસ લઈ ગયા અને દેવોએ અટકાયત કરી નહિ? આજ જો તેઓ મારી સીતાને લાવી ન આપે તો હું સૃષ્ટિનો નાશ કરીશ."

ત્યારે લક્ષ્મણે નરમાશથી કહ્યું. "મોટા ભાઇ! ગુસ્સો કરશો નહિ. ચાલો એક વાર વિચારી જોઈએ કે આ કામ કોણે કર્યું છે. એ દુષ્ટને જ શિક્ષા કરવી જોઇએ."

લક્ષ્મણની વિનતિથી રામ જરા શાંત થયા. ત્યાર પછી વનની અંદર ફરતાં ફરતાં એક જગાએ જોયું કે જટાયુ રક્તથી ખરડાયેલા શરીરે પડ્યો છે. તે જોઈ રામે કહ્યું: " આ દુષ્ટ જ સીતાને ખાઇ ગયો છે. આ પક્ષી નથી પણ નિશ્ચય રાક્ષસ છે. આ જો, એની છાતીએ લોહી પણ ચોટેલું છે." એમ કહી રામ જટાયુને મારવા લાગ્યા.

ત્યારે જટાયુએ કહ્યું: " ભાઈ! રાવણે જ મને માર્યો છે; હવે તમે મારશો નહિ. સીતાને લઈ જતાં જોઇને મેં તેની સાથે જબરું યુદ્ધ કર્યું, પરંતુ આખરે એ દુષ્ટ મારી પાંખો કાપી સીતાને લઈ ગયો."

એ સાંભળી રામે તીરધનુષ્ય ફેંકી દીધાં ને જટાયુને બાથમાં લઈ રડવા લાગ્યા. જટાયુના મૃત્યુને હવે વિલંબ નહતો. વાત કરતાં પણ તેને કષ્ટ થતું હતું, તો પણ તે રામને શાંત કરવા હોશિયાર થયો. પ્રાણ જતાં જતાં પણ તેણે સીતાના ખબર આપવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ બિચારાને વાત પૂરી કરવાનો પણ સમય મળ્યો નહિ! તૂટતા શબ્દે તેણે કહ્યું: " બધા કહે છે કે રાવણ, વિશ્રવાનો પુત્ર, કુબેરનો ભાઈ...." એટલું કહેતાં જ જટાયુની વાચા બંધ થઈ ગઈ!

રામે જ્યારે જોયું કે જટાયુના પ્રાણ ચાલ્યા ગયા છે, ત્યારે તેમને રાજા દશરથ જેવા જ પોતાના ગુરુજનનું મૃત્યુ થયું હોય તેટલું દુઃખ થયું. જટાયુને માટે રામ રુદન કરવા લાગ્યા. આખરે આત્મીય જન તરીકે રામે

જટાયુને અગ્નિસંસ્કાર પણ કર્યો. ત્યાર પછી બંને ભાઈઓ વનેવન અને ગુફાએ ગુફાએ સીતાની શોધમાં ફરવા લાગ્યા.

ફરતાં ફરતાં એક સમયે ભયાનક શબ્દે વન કંપી ઊઠયું. રામલક્ષ્મણ હાથમાં ખડ્ગ લઈ ઘણે દૂર ગયા. જોયું તો એક ભયાનક રાક્ષસ બેઠો છે. તેનું નામ કબંધ. તેને માથું ન હતું. શું ભયંકર પ્રાણી ! જાણે હાથપગ-વાળો એક કાળો પર્વત ! માથું નથી; તેને બદલે ઉપર દાંત છે. તે હુંકાર કરી રહ્યો છે. અંદરથી પ્રચંડ જીભ લબલબ કરતી બહાર આવી રહી છે. આંખ એક છે પણ એ અગ્નિ જેવી સળગે છે. એક એક હાથ લગભગ બબ્બે કોસ લાંબો છે. રસ્તામાં વાઘ, વરુ, હરણ, જે આવે તેને તે મોંમાં મૂકે છે.

રામલક્ષ્મણને જોતાં જ રાક્ષસે તેમને પકડી લીધા. લક્ષ્મણે ભયથી કંપી કહ્યું: "આ વખતે લાગે છે કે જરૂર પ્રાણ જશે." પરંતુ રામ તેને હિંમત આપતા બોલ્યા: "એમાં શો ભય છે ? ગભરાય છે શું કામ ?"

ત્યારે તે રાક્ષસે કહ્યું: "તમે કોણ છો ? અહીં શું કરવા આવ્યા છો ? હાથમાં ધનુષ્યબાણ ને ખડ્ગ દેખાય છે; બહુ જોરાવર લાગો છો. મને પણ ક્ષુધા લાગી છે તો લાવો તમને જ ઉડાવી જાઉં." પછી તે વિશાળ મોઢું—અથવા પેટ જે કહો તે—ફાડીને જેવો રામલક્ષ્મણને ખાવા જાય છે એવા જ ખડ્ગથી તેના હાથ તેમણે કાપી નાખ્યા.

હાથ કપાઈ જતાં અતિશય વેદનાથી ત્રાસ પામી

રાક્ષસે પૂછ્યું: "તમે કોણ છો?"

લક્ષ્મણે તેને પોતાનો પરિચય આપીને પૂછ્યું: "તું કોણ છે? કબંધ થયો શી રીતે?"

રામ અને લક્ષ્મણનો પરિચય મેળવી કબંધ બોલ્યો: "મારું ધન્યભાગ્ય કે આજે હું તમને જોઈ શક્યો અને તમે જ મારા હાથ કાપ્યા! મારું નામ દનુ. એક સમયે હું ઘણો સુંદર હતો. મને બ્રહ્મા પાસેથી વર મળ્યો હતો કે હું ઘણો વખત જીવીશ. એમ કરતાં કરતાં એક દિવસ હું રાક્ષસનો વેશ ધરી સ્થૂલશિરા નામના એક ઋષિને ભય પમાડવા ગયો. તેથી મુનિએ મને શાપ દીધો કે 'તું આવે રૂપે જ રહે.' શાપ દૂર કરવા માટે મેં ઘણી વિનતિ કરી. છેવટે મુનિએ કહ્યું કે રામ જ્યારે તારા હાથ કાપીને તને બાળશે ત્યારે તારો ચહેરો સુંદર થશે.

"એ રીતે હું રાક્ષસ થયો. પછી એક દિવસ એ રૂપે હું ઈન્દ્ર સાથે યુદ્ધ કરવા ગયો. તેથી ઈન્દ્રે તેના વજ્રથી એવો પ્રહાર કર્યો કે મારું માથું અને પગ એક જ ઘાએ પેટમાં પેસી ગયાં. તો પણ હું મર્યો નહિ. હું દુઃખી થવા લાગ્યો કે હાય હાય! બ્રહ્માના વરદાનથી મારું આયુષ્ય તો લાંબું થયું છે પણ હું ખાઈશ કેવી રીતે? એથી ઈન્દ્રે દયા કરી મારા બે હાથ લાંબા કરી આપ્યા. આનાથી જ હું જીવજંતુ પકડીને ખાઉં છું. રામ! તમે મને હવે બાળી નાખો. તેમ થતાં ફરી વાર મારું સુંદર સ્વરૂપ થશે."

તરત લક્ષ્મણે જબરજસ્ત ચિતા સળગાવી કબંધને તેમાં બાળી નાખ્યો. થોડી ક્ષણોમાં કબંધ ચિતામાંથી સુંદર ચહેરા સાથે બહાર નીકળ્યો. તે જ સમયે હંસો જોડેલો રથ હાજર થયો. રથમાં બેસતાં બેસતાં કબંધે રામને કહ્યું: "સુગ્રીવ નામે એક વાનર છે. તેના મોટા ભાઈ વાલીએ તેને રાજ્યમાંથી કાઢી મૂક્યો છે. તે અત્યારે બીજા ચાર વાનરોને લઈને પોતાના ભાઈની બીકથી પંપા સરોવરને કિનારે ઋષ્યમૂક પર્વત ઉપર વાસ કરે છે. સુગ્રીવ જેવો વીર છે તેવો જ બુદ્ધિમાન પણ છે. તમે તેની સાથે મૈત્રી બાંધો. તે તમને સીતાની શોધ કરી આપશે અને તેને મેળવવાના ઉપાય પણ કરશે."

એ વાત સાંભળી કબંધ પાસેથી વિદાય લઈ રામ-લક્ષ્મણ સુગ્રીવને શોધવા ઋષ્યમૂક પર્વત તરફ ચાલ્યા.

પંપાને કિનારે શબરી નામે એક અતિશય વૃદ્ધ તપસ્વિની રહેતી હતી. તે કેવળ રામનાં દર્શન કરવા માટે જ આટલા દિવસો જીવી હતી. રામનાં દર્શન થતાં જ તે બોલી: "રામ! આપનાં દર્શન થયાં છે તેથી જરૂર હવે હું સ્વર્ગે જઈશ. આપને માટે આ ફળમૂળ આણી રાખ્યાં છે; તમે દયા કરી તે આરોગો."

એ રીતે વૃદ્ધ શબરીએ રામનો સત્કાર કર્યો. પછી તેમની સન્મુખ જ તેણે પોતાનું શરીર અગ્નિમાં બાળી નાખ્યું. ત્યાર પછી અગ્નિમાંથી અતિ સુંદર વેશે બહાર આવી તે સ્વર્ગમાં ચાલી ગઈ.

# કિષ્કિંધા કાંડ

પંપા સરોવર પાર થતાં જ ઋષ્યમૂક પર્વત હતો. ઋષ્યમૂક પર્વતની પાસે વાનરોનો રાજા સુગ્રીવ બીજા કેટલાક વાનરો સાથે ફરતો હતો. તેના મનમાં સદા ય વાલીનો ભય લાગ્યા કરતો. વાલીએ તેને રાજ્યમાંથી કાઢી મૂક્યા હતો. વાલીના કોઈ માણસો આવી રખેને પોતાને મારી નાખે, એ ભયે રામલક્ષ્મણને જોઈ તેને લાગ્યું: "લાગે છે કે આ લોકો વાલીના પક્ષના હોય. નહિ તો શા માટે અહીં આવે?"

સુગ્રીવે સાથેના વાનરોને કહ્યું: "હવે આપણું આવી બન્યું. આ બંને જણા નિશ્ચય વાલીના જ માણસો છે."

એ સાંભળી બીજા વાનરોને પણ ભારે ભય લાગ્યો. પણ એક હનુમાન કરીને વાનર હતો, તેણે કહ્યું: "બીવું શા માટે? વાલી તો ઋષ્યમૂક પર્વત ઉપર આવી જ શકે નહિ. આ બંને માણસો સાથે પણ તે તો છે જ નહિ."

તે સાંભળી સુગ્રીવ બોલ્યો: "એ બંનેને જોઈ મને

બહુ ભય લાગે છે. એ વાલીના માણસો હોય પણ ખરા. હનુમાન! તમે એક વાર જઈ જાણી આવો કે એ કેવા માણસો છે અને અહીં શા માટે આવ્યા છે."

હનુમાને તરત જ દાઢીમૂછ ચડાવી એક ભિખારીનો વેશ લીધો. એ વેશે રામલક્ષ્મણ પાસે જઈને મીઠાશથી વિનયપૂર્વક કહેવા લાગ્યો: "મહાશય! આપ કોણ છો? શા માટે આ સ્થાને આવ્યા છો? આપને જોતાં આપ કોઈ મહાન પુરુષ હો એમ લાગે છે. આવો સુંદર ચહેરો, હાથમાં આ અજબ અસ્ત્રો અને આ શરીર જોતાં તો લાગે છે કે આપ અતિ બળવાન છો. અહીં વાનરોનો રાજા સુગ્રીવ રહે છે. તેના મોટા ભાઈ વાલીએ તેને રાજ્યમાંથી કાઢી મૂક્યો છે. માનસિક દુ:ખે તે વનેવન ફર્યા કરે છે. સુગ્રીવ ઘણો વીર અને ધાર્મિક છે. તે આપની સાથે મૈત્રી કરવા ઇચ્છે છે અને તે માટે જ તેણે મને આપની પાસે મોકલ્યો છે. હું તેનો મંત્રી છું. મારું નામ હનુમાન હું પવનપુત્ર અને જાતનો વાનર છું."

હનુમાનની વાત સાંભળી રામે લક્ષ્મણને કહ્યું: "આપણે સુગ્રીવને જ શોધીએ છીએ, તેવામાં તેનો આ મંત્રી આપણને મળી આવ્યો એ ઠીક થયું. હનુમાન ઘણો વિદ્વાન, બુદ્ધિમાન અને વીર હોય એમ લાગે છે. તેની વાતો કેવી મધુર અને શુદ્ધ છે! અત્યાર સુધીમાં એક પણ અયોગ્ય શબ્દ તેણે ઉચ્ચાર્યો નથી. લક્ષ્મણ! તમે એની સાથે વાત કરો."

લક્ષ્મણે કહ્યું: "અમે પણ સુગ્રીવને જ શોધીએ છીએ. અમે અયોધ્યાના મહારાજા દશરથના પુત્રો છીએ. આમનું નામ રામ અને મારું નામ લક્ષ્મણ. હું તેમનો નાનો ભાઈ છું. અપર માતાના છળથી તેઓ મને લઈને વનમાં આવ્યા છે. એમનાં પત્ની સીતાદેવી પણ સાથે આવ્યાં હતાં, પણ કોઈ દુષ્ટ રાક્ષસ તેમને ક્યાં લઈ ગયો છે તેનો પત્તો નથી. સાંભળ્યું છે કે તમારા રાજા સુગ્રીવ ખૂબ બુદ્ધિમાન છે. કદાચ તેઓ રાક્ષસને જાણતા હશે, એમ માની રામ તેમની સાથે મૈત્રી બાંધવા આવ્યા છે."

હનુમાને કહ્યું: "સુગ્રીવ અવશ્ય આપની સાથે મૈત્રી બાંધશે, અને વાનરોને લઈને સીતાને શોધી કાઢશે. વાલીના ભયથી તે આજે ઋષ્યમૂક ઉપર જ ભરાઈ બેઠા છે, તેથી આપના આવવાથી ઉપકાર થશે."

હનુમાન રામલક્ષ્મણને પીઠ ઉપર બેસાડી સુગ્રીવ પાસે લઈ ગયો. સુગ્રીવ રામનો પરિચય મેળવી બોલ્યો: "આપ તો પૃથ્વીમાં સૌથી શ્રેષ્ઠ છો અને હું તો વાનર છું. આપ મારી સાથે મૈત્રી કરવા આવ્યા છો, એ મારું કેવું સદ્ભાગ્ય છે?"

તરત જ હનુમાને બે કાષ્ટ ઘસીને અગ્નિ પ્રગટાવ્યો. તે અગ્નિ સમક્ષ સુગ્રીવ શપથ થઈને બોલ્યો: "આજથી તમે મારા મિત્ર થયા. તમારી જે ઇચ્છા હશે તેને હું અનુસરીશ. આપને સુખદાયક એવું બધું મને પણ સુખદાયક લાગશે, અને જેનાથી આપને દુઃખ થશે તેનાથી

મને પણ દુઃખ થશે.”

એ રીતે રામ અને સુગ્રીવની મૈત્રી બંધાઈ. ત્યાર પછી તેઓ વૃક્ષનાં પાંદડાંના બિછાનામાં બેસી, પોતપોતાના સુખદુઃખની વાતો કરવા લાગ્યા.

રામે કહ્યું: “ભાઈ! વાલીને મારીને તમારો ભય હું દૂર કરીશ.”

સુગ્રીવે કહ્યું: “ભાઈ! જો તમે સહાય કરશો તો હું ફરી રાજ્ય મેળવીશ તેમાં શો સંદેહ છે? તમારું દુઃખ પણ હું દૂર કરીશ. કોઈ સીતાજીને છુપાવી રાખી શકશે નહિ. તે દિવસે રાવણ આ જગાએથી એક સ્ત્રીને લઈ જતો હતો. કદાચ એ જ સીતાજી હશે. તેઓ તમારું નામ લઈ રડતાં હતાં. અમને જોઈને તેમણે શરીર પરના અલંકાર અને ઓઢણી નીચે ફેંકી દીધાં. અમે તે બધાં પર્વતની ગુફામાં સાચવી રાખ્યાં છે. તમે તે જરૂર ઓળખી શકશો.”

એમ કહી સુગ્રીવે સીતાના સર્વ અલંકારો અને ઓઢણી મંગાવ્યાં. રામે એ બધું જોયું. નૂપુર, કેયૂર, કુંડલ અને વસ્ત્ર જોઈ રામનું હૃદય ગદગદિત થયું; હૃદયમાં કંઈ અસહ્ય એવું દુઃખ થયું. સુગ્રીવે તેમને સમજાવી કહ્યું: “ભાઈ! દુઃખ કરશો નહિ. અમે નિશ્ચય સીતાજીને લાવી દેશું.” એ રીતે બંને મિત્રોએ બંનેનાં દુઃખ દૂર કરવાની પ્રતિજ્ઞા લીધી.

ત્યાર પછી સુગ્રીવ અને વાલીના અણબનાવની વાત

નીકળી. માયાવી નામે એક અસુર હતો. તે દુંદુભિ નામે દાનવનો જ્યેષ્ઠ પુત્ર થાય, એક વાર વાલી સાથે માયાવીને યુદ્ધ થયું. વાલી સાથે યુદ્ધમાં હારી જતાં માયાવી એક ગુફાની અંદર પેસી ગયો, એટલે સુગ્રીવને ગુફાનાં બારણાં પાસે બેસાડી વાલી પોતે અસુરની પાછળ અંદર પેઠો.

સુગ્રીવ એક વર્ષ સુધી ગુફાના મુખ પાસે બેસી રહ્યો. છેવટે ગુફામાંથી ગરમ લોહી વહેવા લાગ્યું, અને તે સાથે અસુરની ભયંકર ગર્જના સંભળાવા લાગી. સુગ્રીવે એમ માન્યું કે વાલી મરી ગયો છે. રાક્ષસોના ભયથી ગુફાના મુખદ્વારમાં એક પ્રચંડ શિલા ભરાવી સુગ્રીવ કિષ્કિંધામાં પાછો આવ્યો; અને નગરના જનોએ વાલી મરી ગયો છે એમ જાણી સુગ્રીવને જ કિષ્કિંધાનો રાજા કર્યો.

એ પછી વાલીએ પાછા આવી જોયું તો સુગ્રીવ રાજા થયો છે. તે બોલ્યોઃ " હું સુગ્રીવને ગુફાના મુખ પાસે રાખી અસુરને મારવા ગયો હતો, એટલામાં તો દુરાત્મા સુગ્રીવ મને ગુફામાં પૂરીને અહીં રાજ્ય કરવા ચાલ્યો આવ્યો છે ! " એમ કહી તેણે સુગ્રીવને ઘણું દુઃખ દઈ કાઢી મૂક્યો. સુગ્રીવની એક પણ વાત વાલીએ સાંભળી નહિ.

ત્યારથી વાલીના ભયથી સુગ્રીવ ઋષ્યમૂક પર્વત પર નિવાસ કરતો. મતંગ મુનિના શાપે વાલી ઋષ્યમૂક પર્વત પર આવી શકતો નહોતો, તેથી ત્યાં રહેવામાં સુગ્રીવને મન ઓછો ભય હતો.

રામ વાલીને મારશે એ જાણી સુગ્રીવ પ્રસન્ન થયો.

પરંતુ રામ એ કામ કરી શકશે કે નહિ એ વિષે તેને ભારે સંદેહ હતો. વાલી જેવોતેવો વીર નહોતો. પ્રાતઃ-કાળે ચાર સાગરનાં નીર એકઠાં કરી તે સંધ્યા કરતો; અને પર્વતનાં શિખરો લઈ તે વડે તે દડે રમતો.

દુંદુભિ નામે મહિષના મોઢાવાળો એક અસુર હતો. તેનામાં એટલું જોર હતું કે તેની સાથે યુદ્ધ કરવા કોઈ હામ ભીડતું નહિ. દુંદુભિ સમુદ્ર સાથે યુદ્ધ કરવા ગયો, ત્યારે સમુદ્રે હાથ જોડીને કહ્યું: "હું તમારી સાથે યુદ્ધ કરી શકીશ નહિ. તમે હિમાલય પાસે જાઓ."

હિમાલય પાસે જતાં હિમાલય બોલ્યો: "હું શું યુદ્ધ જાણું? હું પહેલેથી જ હાર કબૂલ કરું છું."

દુંદુભિ બોલ્યો: "ત્યારે હું કોની સાથે યુદ્ધ કરું? જલદી કહે, નહિ તો તારા કટકા કરી નાખીશ."

હિમાલયે જવાબ આપ્યો: "કિષ્કિંધામાં વાનરોનો રાજા વાલી રહે છે તેની પાસે જાઓ. તે તમારી સાથે યુદ્ધ કરી શકશે."

દુંદુભિ તરત જ કિષ્કિંધામાં આવી વાલીના દરવાજા સામે ભયંકર ગર્જના કરવા લાગ્યો. ગર્જના સાંભળીને વાલી બાહુ પર હાથ ઠોકતો દુંદુભિ સામે ગયો. દુંદુભિ બોલ્યો: "હું યુદ્ધ માટે આવ્યો છું."

વાલીએ કહ્યું: "હું પણ તૈયાર જ છું."

પછી બંનેનું યુદ્ધ જામ્યું. વાલીએ દુંદુભિનાં બંને શીંગડાં ખેંચી કાઢ્યાં અને તેનું પૂંછડું પકડી તેને જમીન

ઉપર પટકવા માંડયો: જાણે કપડાં ધોતો હોય! એક ક્ષણમાં રાક્ષસના પ્રાણ નીકળી ગયા. પછી વાલીએ તેને માથા ઉપર ચક્કર ફેરવીને કેટલાયે યોજન દૂર ફેંકી દીધો. તે દુંદુભિનું રક્ત મતંગ મુનિના આશ્રમમાં ઊડયું, એટલે મુનિએ વાલીને શાપ આપ્યો કે: “ આ સ્થળે આવતાં જ તારું માથું ફાટી જશે.” માથું ફાટી જવાના ભયથી વાલી ઋષ્યમૂક ઉપર આવી શકતો નહિ. દુંદુભિનાં હાડકાં હજી પણ ઋષ્યમૂક ઉપર પડયાં હતાં. સુગ્રીવે રામને તે હાડકાં પણ દેખાડયાં.

વાલીના શરીરમાં એવું અસાધારણ બળ હતું તેથી જ સુગ્રીવને વાલીનો ભય લાગ્યા કરતો હતો; તેથી જ રામ તેને મારી શકશે કે નહિ એ વિષે તેને સંદેહ હતો. તેનો ભય દૂર કરવા લક્ષ્મણે પૂછયું: “ કહો, શું કરવાથી તમને વિશ્વાસ આવશે કે રામ વાલીને મારી શકશે ? ”

સુગ્રીવે કહ્યું: “ આ સાત તાલવૃક્ષો દેખાય છે. વાલી તેને આ પારથી પેલે પાર ફેંકી શકે છે. રામ જો આ દુંદુભિના હાડપિંજરને બસો ગાઉ દૂર ફેંકી શકે અને એક બાણ મારી તાલવૃક્ષોને વીંધી શકે તો મારી ખાતરી થાય કે રામ વાલીને મારી શકશે.”

એ વાત સાંભળતાં જ રામે હસતાં હસતાં પગના અંગૂઠાથી દુંદુભિના પહાડ જેવા હાડપિંજરને ધક્કો માર્યો તો તે બસો ગાઉ દૂર જઈ પડયું. પરંતુ તેથી પણ સુગ્રીવના મનનો સંદેહ ગયો નહિ. તેણે કહ્યું: “ અત્યારે એ

હાડકાં સુકાઈને ખોખાં થઈ ગયાં છે એટલે તે દૂર ફેંકી શકાય. વાલીએ તો રુધિરમાંસવાળા મહિષને જ ફેંક્યો હતો. તે વખતે એ અત્યારના કરતાં કેટલો ભારે હશે ? તમે તાલવૃક્ષ વીંધી બતાવો તો ખાતરી થાય.”

તે સાંભળી રામે એક એવું બાણ માર્યું કે તે સાતે સાત તાલવૃક્ષને તથા પર્વતને પણ વીંધીને પાતાળમાં પેસી ગયું. પાતાળમાં જઇને પણ તે અટક્યું નહિ. આવીને પાછું તે રામના ભાથામાં પેઠું. તે જોઇ સુગ્રીવે સજલ નેત્રે રામના પગની પદરજ લઈ માથે ચડાવી. તેણે માન્યું કે રામનું એક જ બાણ વાલીને માટે બસ થશે.

હવે કોનો ભય ? હવે તો કિષ્કિંધા જઈ યુદ્ધ કરવાનો જ વિલંબ હતો. બધા સાથે મળી કિષ્કિંધા આવ્યા.

ત્યાં આવી સુગ્રીવે આકાશ ફાડી નાખે એવી ભયંકર ગર્જના કરી: “ ક્યાં ગયા ભાઈ! આવો, એક વાર યુદ્ધ કરો.” તે સાંભળી વાલીનું લોહી ઊછળવા લાગ્યું. એક ક્ષણ પણ તે કેમ બેસી શકે ? તરત જ ક્રોધભર્યો વાલી ધરતી ધણધણાવતો બહાર આવ્યો.

પછી બંને ભાઇનું કેવું તુમુલ યુદ્ધ જામ્યું તે શું વર્ણવવું ? મુષ્ટિઓના પ્રહારથી બંને જણને મુખેથી લોહી નીકળવા લાગ્યાં. આ તરફ રામ પણ વિચારમાં પડી ગયા. વાલી અને સુગ્રીવ બંને દેખાવમાં સરખા લાગતા હતા; તેથી બાણ કોને મારવું તે તેઓ નક્કી કરી શક્યા નહિ. વાલીને બદલે સુગ્રીવને લાગે તો સત્યાનાશ વળી જાયના ?

વાલીના પ્રહારોથી ગભરાઈ જઈ સુગ્રીવ ઋષ્યમૂક પર્વત ભણી નાસવા લાગ્યો. ત્યાં આવી રામને તેણે કહ્યું: "ભાઈ! આવું જ તમારું કામ છે કે? તમારે જોરે તો હું વાલી સાથે યુદ્ધ કરવા ગયો હતો! મેં આટલો માર ખાધો છતાં તમે ચૂપ બેસી રહ્યા અને તમાસો જોયા કર્યો?"

ત્યારે રામે તેને સમજાવીને કહ્યું: "ભાઈ! ગુસ્સે થઈશ નહિ. તું અને વાલી બંને સરખા જ દેખાતા હતા, તેથી કોને બાણ મારવું તે સમજાયું નહિ. વાલીને મારવા જતાં કદાચ તને લાગી જાય એવો ભય હતો."

એટલું કહી તેમણે લક્ષ્મણને કહ્યું: "ભાઇ! જાઓ. ફૂલ સહિતની નાગપુષ્પલતા લાવો અને સુગ્રીવને ગળે તેનો હાર પહેરાવો." લક્ષ્મણે તેમ કર્યું.

આ વખતે સુગ્રીવના મનમાં ઘણી હિંમત આવી. તેથી પહેલાં કરતાં વિશેષ જોરથી તે બૂમો પાડવા લાગ્યો. વાલીનો ક્રોધ પણ અસીમ હતો. બંને જણા હુંકાર કરતા, મારો કાપો છૂંદો કરતા, એકબીજાને મૂઠી, લપાટ, પાટુ, બટકાં ભરી જેમ આવે તેમ લડતા એકબીજાને પછાડતા હતા. બંને જણા મોટાં મોટાં ઝાડો અને પથ્થરો લઈ સામસામે ફેંકવા લાગ્યા. વાલીનું બળ સુગ્રીવ કરતાં ઘણું વધારે હતું તેથી સુગ્રીવ પડવા લાગ્યો.

એવે સમયે રામનું બાણ સનસનાટ કરતું આવ્યું, ને તેણે વાલીના હૃદયને વીંધી નાખ્યું. બાણના ઘાથી વાલી પૃથ્વી પર પડી ગયો. તેણે જોયું તો રામલક્ષ્મણ તેની

સામે દોડી આવે છે. તે જોઇ વાલીએ રામની ઘણી નિર્ભર્ત્સના કરીને કહ્યું: “ તમે કેવા લોક છો ? ચોરી-છૂપીથી મારા ઉપર કેમ બાણુ માર્યું ? સામે આવી યુદ્ધ કર્યું હોત તો હું જોઈ લેત. મને મારવાથી તમને શો લાભ થયો ? ”

રામે કહ્યું: “ તું દુષ્ટ છે. તને મારવાથી મેં કાંઈ અન્યાય કર્યો હોય એવું લાગતું નથી. મારા મિત્ર પાસે મેં પ્રતિજ્ઞા કરી હતી કે ‘ તને મારીશ. ’ તેથી જ તને મેં માર્યો છે. ”

વાલીને મારવામાં મિત્ર ઉપર ઉપકાર થતો હતો એથી તેને મારવામાં રામને દુઃખ શાનું થાય ? પરંતુ જ્યારે વાલીની સ્ત્રી અને તેનો પુત્ર અંગદ છાતીફાટ રડતાં આવ્યાં ત્યારે સુગ્રીવની આંખમાં પણ આંસુ આવ્યાં, અને રામનું હૃદય પણ દ્રવિત થયું.

મરતી વખતે વાલીને સુબુદ્ધિ ઊપજી. તેણે સુગ્રીવને બોલાવી કહ્યું: “ ભાઇ ! બુદ્ધિના દોષે મેં અન્યાય કર્યો છે; મને ક્ષમા કર. મારા અંગદને તને જ સોંપું છે. તારા પુત્રની પેઠે તેને પાળજે. ” એમ કહી પોતાની સુવર્ણ-માળા અંગદના ગળામાં પહેરાવી. એ હાર તેને ઈંદ્રે આપ્યો હતો; તેનો ગુણ આશ્ચર્યકારક હતો.

વાલીના મરણ પછી સુગ્રીવ કિષ્કંધાનો રાજા થયો અને અંગદ યુવરાજ બન્યો.

હવે સીતાની શોધ માટે તૈયારીઓ થવા લાગી. સુગ્રીવે

હનુમાનને બોલાવી કહ્યું: " હનુમાન ! જલદી વાનરોને ખબર આપો, ને અતિ ઝડપથી ચાલનારા સઘળા વાનરોને પૃથ્વી પરના બીજા વાનરોને બોલાવવા મોકલો. દસ દિવસની અંદર મહેંદ્ર પર્વત ઉપર, હિમાલય ઉપર અને વિંધ્યાચળ, કૈલાસ અને મંદર પર્વત ઉપર જે બધા વાનરો છે તેમને હાજર કરો."

તરત જ ચારે દિશામાં દૂતો છૂટ્યા. જોતજોતામાં પૃથ્વીના સઘળા વાનરો કિષ્કિંધામાં હાજર થયા.

મંદર પર્વતેથી ત્રણ કોટિ, કૈલાસ પર્વતેથી એક હજાર કોટિ ને અસ્તાચલેથી દસ કોટિ આવ્યા. હિમાલયના વાનરો ફળમૂળ ખાય, પરંતુ સિંહ જેવા જોરાવર; ત્યાંથી એક હજાર ખર્વ હુપકાર કરતા આવ્યા. વિંધ્ય પર્વતેથી કાળા વાનરો એક હજાર કરોડ આવ્યા. ક્ષીરોદ સમુદ્ર ઉપર જે વાનરો નાળિયેર ખાઈને રહેતા હતા, તેઓ પણ આવ્યા. હવે પૃથ્વીમાં કિષ્કિંધા સિવાય ક્યાંયે વાનરનું નામ રહ્યું નહિ. કિષ્કિંધાના વાનરોનો હિસાબ કોણ કરે ? વાનરના પગની ધૂળથી આકાશમાં સૂર્ય દેખાતો બંધ થયો. કરોડો વાનરો કૂદે, જાતજાતના શબ્દો કરે, કુસ્તી કરે, ઝાનપાન તોડે, એમ અનેકવિધ ઉત્પાત કરવા લાગ્યા. વાનરોની જાત, એમાં ખામી શી હોય ?

સુગ્રીવે સર્વ વાનરોને આજ્ઞા કરી: " એક માસની અંદર સીતાને શોધી લાવો, નાહ તો પ્રાણદંડની શિક્ષા થશે." હુકમ થતાં જ જુદી જુદી દિશાએ વાનરોનાં

ટોળેટોળાં સીતાની શોધ માટે ઊપડયાં.

બધાંમાંથી હનુમાનને બોલાવી સુગ્રીવે કહ્યુ: "હનુ-માન, તમે જળે સ્થળે જઈ શકો છો; આકાશે ને સ્વર્ગમાં પણ ગમન કરી શકો છો. એ બધા સ્થાન વિષે તમે જાણો છો. તમે વીર છો, બુદ્ધિમાન છો. સીતાની શોધ કરીને જ આવજો. તમને વધારે હું શું કહું?"

હનુમાનને જોઈ રામને લાગ્યું કે નક્કી આ વાનર સીતાને શોધી શકશે. તેથી તેના હાથમાં પોતાની સોનાની વીંટી મૂકી બોલ્યા: "આ વીંટી જોતાં જ સીતા તમને મારા માણુસ તરીકે ઓળખશે."

હનુમાને વીંટી લઈ રામને પ્રણામ કર્યા.

ત્યાર પછી વાનરો ગર્જના કરતા ચોદિશ સીતાની શોધ માટે છૂટ્યા. તેઓમાંથી કોઇ કહેતું કે હું રાવણનાં માથાં કાપી સીતાને લાવીશ; કોઈ કહેતું કે હું જ બધું કરીશ. કોઈ એક યોજન કૂદવાનું તો કોઈ પાંચ યોજનનું તો કોઈ દસ યોજનનું કહેતા; કોઈ તો વળી એક હજાર યોજન કૂદવાનું કહેતા.

એ રીતે વાનરો સીતાને ખોળવા નીકળી પડયા. ભૂખ લાગે ત્યાં વનફળોની ખોટ નહોતી. રાતે ઝાડો ઉપર સૂઈ રહેવું. એક માસ એ રીતે શોધતાં પૃથ્વીમાં એક પણ સ્થાન બાકી રહ્યું નહિ. કેટલાયે દેશ, કેટલાંયે વન ને કેટલાયે પહાડ તેઓ ભમી વળ્યા.

સમુદ્રના સઘળા બેટો અને પહાડોમાં જ્યાં કાળા

કાળા પશુઓ રહે છે, અને જેમના કાન પડદા જેવા થઈ હોઠ સુધી ઝૂલી રહ્યા છે, ત્યાં પણ વાનરો પવનની પેઠે ફરી વળ્યા. જ્યાં પીંગળવર્ણા કિરાતો રહેતા ને કાચું માસ ખાતા ત્યાં પણ તેઓ જઈ આવ્યા.

વાઘમુખા મનુષ્યોને દેશે, નવ દ્વીપે, સુવર્ણ દ્વીપે અને રૌપ્ય દ્વીપે પણ સીતાજીને શોધ્યાં.

ઇક્ષુ સમુદ્રને કિનારે ભયંકર આકારવાળા રાક્ષસો રહેતા હતા. તેઓ પશુપક્ષીની છાયા દેખતાં જ તેમને પકડીને ખાઈ જતા. તે સ્થાન પણ બાકી મૂકયું નહિ.

ત્યાર પછી લાલ સમુદ્ર કે જે સ્થળે પર્વતોનાં શિખરો પકડી વડવાંગડીની જેમ રાક્ષસો ઝૂલતા, તે લાલ સમુદ્રે પણ સીતાજીને શોધ્યાં.

ત્યાર પછી ક્ષીરોદ સમુદ્રે ને ત્યાર પછી જલદ સમુદ્રે શોધ્યાં. તે ઠેકાણે અતિ વિશાળ એવા ઘોડાના મુખમાંથી સતત અગ્નિની જ્વાળાઓ બહાર નીકળતી હતી. તે જોઈ સમુદ્રનાં જીવજંતુઓ ભયથી ચિત્કાર કરી ઊઠતાં. તે સ્થળે પણ તેમણે સીતાજીને શોધ્યાં.

વૃષભ પર્વત દેખાવમાં સાંઢ જેવો. ત્યાં ગાંધર્વો રહે. ત્યાં નાના પ્રકારનાં ચંદનવૃક્ષો ઝૂકી રહ્યાં હોય. એ સ્થળે તો તપાસ કરવા જતાં પણ ભારે વિપદ આવી પડે. તેવા સ્થળે પણ તેમણે સીતાજીને શોધ્યાં.

ચંદ્રગિરિ નામક પર્વતે એક જાતનાં પક્ષી રહેતાં; તેનું નામ સિંહપક્ષી. તે હાથી અને માછલાં પકડીને ખાય.

તે પક્ષીના વાસમાં પણ તેમણે સીતાજીને શોધ્યાં.

સુમેરુ પર્વત કે જ્યાં સૂર્યાસ્ત થાય છે, તેટલે દૂર સુધી પણ તેઓ સીતાજીની શોધમાં ગયા.

ઉત્તર કુરુ દેશની નદીમાં સોનાનાં પદ્મ થતાં અને તેને તીરે મોતી કાંકરાની જેમ રખડતાં, તે સ્થળે પણ સીતાજીને શોધ્યાં.

ત્યાર પછી ઉત્તર સમુદ્ર; તેમાં સોમગિરિ નામે સોનાનો પર્વત છે. ત્યાં સૂર્ય નથી ઊગતો પણ સોમગિરિના પ્રકાશથી અજવાળું અજવાળું થઈ રહે છે. સોમગિરિ ઘણો ભયંકર પર્વત; ત્યાં વાનરો જઈ શકયા નહિ.

એ પ્રમાણે તેઓ સીતાજીની શોધમાં ફર્યા પરંતુ કયાંયથી પણ તેમને સીતાજીના ખબર મળ્યા નહિ. એક માસ પછી બધા કિષ્કિંધામાં પાછા આવ્યા; કેવળ હનુમાન અને તેની સાથે જેઓ ગયા હતા તેઓ જ માત્ર હજી પાછા ફર્યા ન હતા.

હનુમાન, અંગદ, તાર અને જાંબવાન ઘણા વાનરોને લઈ દક્ષિણ દિશામાં ગયા હતા. તેઓએ ઘણી શોધ કરી પણ સીતાને મેળવી શકયા નહિ. પ્રથમ એક ભયંકર વનમાં ફરી ફરીને તેઓ કાયર થઈ ગયા. ત્યાર પછી બીજું વન તો તેનાથી પણ ભયંકર. તે બળી ગયેલા દેશમાં ઝાડપાન ન હતાં. જીવજન્તુ જન્મી જ ન શકે. બધી નદીઓ સુકાઈ ગયેલી. એક છાંટો પાણી પણ કયાં ય મળે નહિ! કંડુ નામના એક મુનિ હતા. આ હતભાગ્ય દેશમાં

તેમના પુત્રનું મૃત્યુ થયું. તે પુત્રના શોકે તેમણે શાપ આપી દેશની આવી દશા કરી હતી ! ગમે તેમ, પણ તે સ્થળે પણ તેઓ સીતાજીને જોઈ શક્યા નહિ.

તે સ્થળેથી બીજા વનમાં જતાં એક ભયંકર આકારવાળો રાક્ષસ તેમને મારવા આવ્યો. અંગદે માન્યું કે આ જ રાવણ લાગે છે, એમ વિચારી તેને એક લપાટ મારી. અસુર ફરી ઊઠી શક્યો નહિ. એ એક લપાટથી જ અસુર જમીન ઉપર પડી હાથપગ તડફડાવવા લાગ્યો.

આટલું આટલું શોધતાં પણ સીતાના કાંઈ ખબર મળ્યા નહિ. ક્ષુધા અને તૃષાથી તેમના પ્રાણ જતા હતા; ચાલવાની શક્તિ પણ રહી ન હતી. એ સમયે તેઓ એક વિશાળ ગુફા પાસે આવી પહોંચ્યા. તે ગુફાનું નામ ઋક્ષ ગુફા. તેની અંદરથી હંસ, સારસ વગેરે પક્ષીઓ ઊડીને બહાર આવતાં હતાં. તેમના શરીરે જળ જોઈ વાનરોને લાગ્યું કે નક્કી આ ગુફાની અંદર પાણી હશે.

એમ વિચારી તેઓ અંદર ગયા. ગુફાના મોઢા પાસે થોડે દૂર સુધી ભયંકર અંધકાર હતો. પરંતુ આ અંધકાર પછી એક સુંદર અને આશ્ચર્યમય સ્થાન હતું. તે સ્થળે બધું સુવર્ણમય હતું. ઝાડપાન પણ સોનાનાં; પાણીમાં માછલાં પણ સોનાનાં; પદ્મફૂલ પણ સોનાનાં; કમળો પાસે ઊડતા ભમરા પણ સોનાના.

આ સ્થાને ફરતાં ફરતાં તેઓએ એક તપસ્વિનીને જોઈ. તેનું શરીર પ્રકાશમાન હતું. જોતાં જ લાગતું કે

જાણે સૂર્યકિરણો છૂટે છે. તેઓ તેની પાસે ગયા ને તેને પ્રણામ કરીને કહ્યું: "માતા! અમે ક્ષુધા અને તૃષાથી દુઃખી થઈ અહીં આવ્યા છીએ. આ આશ્ચર્યમય દેશ કોનો છે, અને આ બધી વસ્તુઓ શી રીતે સોનાની થઈ છે, તે જાણવાની અમને બહુ ઇચ્છા છે."

તપસ્વિનીએ કહ્યું: "વત્સો! આ સ્થાન મયાસુર નામના દાનવે તૈયાર કર્યું છે. તમે અહીં કેમ આવ્યા છો? આ તો અતિ ભયંકર સ્થાન છે." એમ કહી તેણે જાતજાતનાં ફળો અને ઠંડું જળ તેઓને આપ્યાં. તે ખાઈ તેમણે તેને બહુ ધન્યવાદ આપ્યો.

પણ એક નવી આપદા ઉત્પન્ન થઈ. એ ગુફામાં ફરતાં ફરતાં તેમને એક માસ વીતી ગયો, તો પણ કોઈને બહાર આવવાનો માર્ગ મળી શક્યો નહિ. તે જોઈને તે તપસ્વિનીએ તેમને કહ્યું: "આ ગુફાની અંદર આવ્યા પછી કોઈ જીવતું બહાર જઈ શકતું નથી; પણ તમારે ભય રાખવો નહિ. તમે થોડી ક્ષણ આંખો મીચી દો. હું તમને બહાર પહોંચાડી દઉં છું."

આ સાંભળી વાનરો આંખો મીચી ગયા. પછી થોડી વારે જોયું તો સૌ એક મોટા પર્વત પાસે આવી ગયા છે. પાસે જ સમુદ્ર છે ને તેની ગર્જના સંભળાય છે.

ગુફા બહાર આવ્યા તો પણ તેઓને આનંદ થયો નહિ. ચિંતાથી તેઓ અસ્વસ્થ થઈ ગયા. તેમના મનમાં વારંવાર એ વિચાર આવવા લાગ્યો કે પાછા જઈને શો

જવાબ દઈશું? એક માસ તો ચાલ્યો ગયો, પરંતુ હાય! સીતાના કશા ખબર મળ્યા નથી. હવે કયા મુખે દેશ જવું? સુગ્રીવે પહેલેથી જ કહ્યું છે કે એક માસમાં નહિ આવો તો મારી નાખીશ, તો પછી કોના ભરોસે પાછા ફરવું? તે કરતાં અહીં જ ભૂખ્યાતરસ્યા મરી જવું એ વધારે સારું.

તેઓએ નક્કી કર્યુ કે પાછા ન જતાં અહીં જ મરવું. એ રીતે મરવાનો નિશ્ચય કરીને ખાવાપીવાનું છોડી દક્ષિણમુખે સમુદ્રકિનારે બધા બેસી રહ્યા. તે વખતે રડવા સિવાય તેમને બીજું કાંઈ સૂઝતું ન હતું. તેથી તેઓ રામની કથા, દશરથની કથા, સીતાની કથા, જટાયુની કથા અને પોતાના દુઃખની કથા કહી કેવળ રડવા અને એ રીતે કાળ વિતાવવા લાગ્યા.

આ સ્થળે જ પર્વત ઉપર જટાયુનો ભાઇ સંપાતિ રહેતો હતો. વાનરોને જોઇ તે બોલ્યો: "આટલા દિવસો પછી મારે માટે આટલી બધી ખાવાની વસ્તુ હાજર થઈ છે? મારું સદ્‌ભાગ્ય! સૌ વાનરોને હવે મારી ખાઇશ."

એ સાંભળી અંગદે હનુમાનને કહ્યું: "જુઓ, આ યમરાજ પક્ષી બની આપણને ખાવા આવે છે. પ્રાણ જતાં પણ રામનું કાર્ય આપણાથી થયું નહિ. તે કરતાં તો જટાયુએ યુદ્ધ કરી સીતાને માટે પ્રાણ આપ્યા તે જ સુખી ગણાય."

જટાયુનું નામ સાંભળી સંપાતિ રોતો રોતો બોલ્યો:

"હાય! શું તમે મારા પ્રાણસમા વહાલા ભાઈ જટાયુના મૃત્યુની વાત કરો છો? જટાયુ કેમ કરીને મરી ગયો? હું ઊડી શકતો નથી; મારી પાંખો બળી ગઈ છે. તમે મને પકડીને નીચે ઉતારો તો ઉપકાર."

સંપાતિની વાતથી પ્રથમ તો વાનરોને ભય લાગ્યો કે તેને પકડી નીચે ઉતારશું તો કદાચને આપણને જ તે ખાઈ જશે. પરંતુ છેવટે તેમણે વિચાર્યું: "આપણે મરવા તો બેઠા જ છીએ. ત્યારે પક્ષી આપણને ખાશે તો જે જોઈએ છીએ તે જ થાશે. બીજું શું!"

તરત જ અંગદે તેને પહાડ પરથી નીચે ઉતાર્યો. ત્યાર પછી પોતાનો પરિચય આપી રામના વનવાસની વાત, સીતાનું હરણ થયાની વાત, જટાયુના મૃત્યુની વાત, સુગ્રીવ અને રામની મૈત્રીની વાત, વાલીના મૃત્યુની વાત, સીતાની શોધની વાત, એમ બધી વાત એક પછી એક તેણે સંપાતિને કહી.

અંગદની વાત સાંભળી સંપાતિએ તેને કહ્યું: "તમે જટાયુની વાત કરો છો, તે તો મારો ભાઈ થાય; પણ આજે હવે તેને મારનાર રાવણને શિક્ષા કરવા જેટલી શક્તિ મારામાં રહી નથી. બાળપણમાં અમે બંને ભાઈઓ સાથે ઇંદ્રને જીતવા ગયા હતા. પાછા ફરતી વેળા સૂર્યની છેક પાસેથી આવતાં તેના તેજથી જટાયુ બેભાન થઈ ગયો. તેનું રક્ષણ કરવા જતાં મારી પાંખો પણ બળી ગઈ, અને હું અહીં આવી પડ્યો. ત્યારથી હું અહીં જ

પડચો છું. જટાયુનું પછી શું થયું તે હું જાણુતો નથી."

એ સાંભળી અંગદે કહ્યું: "રાવણ ક્યાં રહે છે તે તમે જાણો છો?"

સંપાતિ બોલ્યો: "એક દિવસ રાવણને એક સ્ત્રીને લઈ જતો અહીંથી મેં જોયો હતો. તે સ્ત્રી "હા રામ! હા લક્ષ્મણ!" કહી રુદન કરતી હતી. લાગે છે કે તે જ સ્ત્રી સીતા હશે. સામેનો આ સમુદ્ર સો યોજન પહોળો છે. તેને પેલે પાર લંકાદ્વીપ છે. એ બેટમાં જ રાવણનું રાજ છે. તમે આ સમુદ્રપાર થઈને લંકા જાઓ. હું નિશ્ચય કહું છું કે તમે સારા ખબર લઈને આવશો. રાવણ સીતાને લઈ જતો હતો તે વખતે મારા પુત્ર સુપાર્શ્વે તેને અટકાવ્યો હતો, પરંતુ રાવણે વિનતિ કરી તેથી છોડી દીધો. મારે પાંખો નથી; હું શું કરી શકું? હું માત્ર મુખેથી બનશે તેટલી રામની સેવા કરીશ. તમે હવે વિલંબ કરશો નહિ. રામનું કાર્ય સિદ્ધ થાય તેવો પ્રયત્ન કરો."

એટલું કહી સંપાતિ ફરી વાર બોલ્યો: "સીતાને રાવણ લઈ જશે એ વાત ઘણા દિવસ પહેલાં મને નિશાકર નામના મુનિએ કહી હતી. આઠ હજાર વર્ષ પહેલાં આ સ્થળે નિશાકર મુનિનો આશ્રમ હતો. બાળપણામાં હું અને જટાયુ તેને પ્રણામ કરવા જતા. મુનિ પણ અમારા ઉપર બહુ પ્રેમ રાખતા હતા. મારી પાંખો જ્યારે બળી ગઈ ત્યારે તેમણે કહ્યું: "તું જરા યે દુઃખ કરીશ નહિ. તને ફરી વાર પાંખો આવશે. તું અહીંથી ક્યાંય પણ

જઈશ નહિ. મેં મારા તપોબળથી જાણ્યું છે કે દશરથના પુત્ર રામની સ્ત્રી રાવણ ચોરીને ઉપાડી જશે. તે સીતાની શોધમાં રામના દૂતો અહીં આવતાં તું સીતાના ખબર આપજે. તેમ થતાં તને ફરી વાર પાંખો આવશે." ત્યારથી હું તમારી જ રાહ જોતો અહીં બેઠો છું. મને દુઃખ તો ઘણું થતું પણ રામનું એ કાર્ય કરવા માટે હું બધું ભૂલી જતો. સુપાર્શ્વે સીતાને સહાય કરી નહિ, તેથી મેં તેને ઘણો ઠપકો પણ આપ્યો હતો."

પણ આશ્ચર્યની બીના તો એ કે એ વાત કહેતાં તો સંપાતિને સુંદર લાલ રંગની પાંખો આવી ! તેણે કહ્યું: "જુઓ જુઓ, મુનિના આશીર્વાદથી ફરી વાર મને પાંખો આવી છે. મારા શરીરમાં નવું બળ પણ આવ્યું છે." આટલું બોલી આનંદથી સંપાતિ આકાશમાં ક્યાંય ઊડી ગયો. વાનરોને તેથી જે આનંદ થયો અને જે આશા આવી તેની શી વાત કરવી ? તેમને ખાતરી થઈ કે સીતાના ખબર હવે જરૂર મળી જશે.

પરંતુ કેમ કરીને સીતાના ખબર મેળવવા ? એક સો યોજન દૂર શી રીતે ઠેકવું ? બધા સમુદ્રકિનારે છાના-માના બેસી રહ્યા. આવડો મોટો સમુદ્ર પાર કરી ખબર લાવવા એ અશક્ય દેખાતું હતું. આ કામ કોણ કરે ?

અંગદે કહ્યું: "તમે તો બધા શૂરવીર છો. તો કહો જોઈએ, દરેક કેટલું કૂદી શકો છો ?"

અંગદની વાત સાંભળી તાર બોલ્યો: "હું દસ યોજન

કૂદી શકું છું.”

ગવાક્ષે કહ્યું: “હું વીશ યોજન જઈ શકું છું.”

ગંધમાદને કહ્યું: “હું પચાસ યોજન જાઉં.”

મંદે કહ્યું: “હું સાઠ યોજન.”

દ્વિવિદે કહ્યું: “હું સિત્તેર યોજન જાઉં.”

સુષેણે કહ્યું: “હું સિત્તેર નહિ પણ એંશી જાઉં.”

જાંબવાને કહ્યું: “હું નવ્વાણું યોજન જઈ શકું.”

બધાની વાત સાંભળી અંગદે કહ્યું: “જો કે હું સો યોજન જઈ શકું ખરો, પણ પાછો આવી શકું કે કેમ એ વિષે મને શંકા થાય છે.”

ત્યારે જાંબવાને કહ્યું: “રાજપુત્ર! તમે ધારો તો એક હજાર યોજન જઈ શકો. પણ તમારે પોતે તે કામ કરવા શા માટે જવું? તમારા હુકમથી અમે જ કરશું. આ કામને યોગ્ય કોણ છે તે હું બતાવી દઉં.” એમ કહી તેણે હનુમાનને કહ્યું: “બાપુ! તું આવો વીર થઇને એક બાજુ બેસી રહ્યો છે તેનું શું કારણ છે? તું કાંઈ જેવો તેવો નથી.”

વાસ્તવિક હનુમાન જેવા તેવા ન હતા. હનુમાનનો જન્મ થયો તે જ વખતે તેમણે ઊગતા લાલ સૂર્યને જોયો ને તેને ફળ ધારી કૂદીને પકડવા ગયા. સૂર્યના તેજથી તેમને કાંઈ પણ થયું નહિ. પરંતુ ઇંદ્રે તેને જોઈ વજ્ર ફેંકયું; વજ્ર લાગવાથી પણ તે મર્યા નહિ, પણ પર્વત ઉપર પડવાથી તેમની જમણી બાજુની હનુ અથવા દાઢી

ભાંગી ગઈ. તે ઉપર જ તે હનુમાન કહેવાયા.

હનુમાન પવનદેવના પુત્ર હતા. ઇંદ્રે હનુમાનને વજ્ર માર્યું તેથી પવને ગુસ્સે થઈને સમસ્ત વાયુ બંધ કરી દીધો. લોકો શ્વાસ ન લઈ શકવાથી ગભરાઈ ગયા. ત્યારે દેવોએ જોયું કે આ તો ભારે ઉત્પાત થશે! તેથી તેમણે પવનને સંતુષ્ટ કરવા હનુમાનને વર દીધો. બ્રહ્માએ કહ્યું: "કોઈ પણ અસ્ત્રે હનુમાનનું મૃત્યુ થશે નહિ." ઇંદ્રે કહ્યું: "તે પોતે મરવા ઇચ્છે નહિ ત્યાં સુધી તેનું મૃત્યુ થશે નહિ."

મોટા થતાં આ હનુમાન અસાધારણ વીર થયા. જ્યાં જવા ઇચ્છે ત્યાં જઈ શકે; કોઇ પણ તેમને રોકી શકે નહિ. તે હનુમાનને બોલાવી અત્યારે જાંબવાને કહ્યું: "વત્સ! તું આ કામ કરીશ તો તેથી અમારા પ્રાણ બચશે."

ત્યારે હનુમાને કહ્યું: "સામે જે મહેન્દ્ર પર્વત દેખાય છે તે ઘણો ઊંચો અને મજબૂત છે. એ સ્થળેથી હું કૂદકો મારી શકીશ. એ મારું જોર સહન કરી શકશે. જેવા તેવા પર્વતો તો જમીનમાં જ પેસી જાય."

એમ કહી તે મહેંદ્ર પર્વત ઉપર ચડ્યા.

મહેંદ્ર પર્વત દેખાવમાં ઘણો સુંદર અને મોટો હતો. તેમાં મોટાં મોટાં વન હતાં. ખળખળ શબ્દે કેટલાંય ઝરણાં તેમાંથી વહ્યાં જતાં હતાં. પક્ષીઓ નિકુંજોમાં આનંદે ગાન કરતાં હતાં. વાઘ, સિંહ, હાથી વગેરે પશુઓ સ્થળે સ્થળે અંદર ફર્યા કરતાં હતાં. હનુમાનની સાથે બીજા વાનરો

પણ એ પર્વત ઉપર ચડ્યા. આથી વનપશુઓનું સુખ નાશ પામ્યું. આ શો ઉત્પાત થવા માંડ્યો છે એ વિચારથી તેઓ દુઃખી થઈ ગયાં, અને ક્યાં જવું તેનો વિચાર કરવા લાગ્યાં. પંખીઓ ઊડીને ચાલ્યાં ગયાં; સાપ વગેરે ગુફાઓમાં સંતાઈ જવા લાગ્યા, ને બીજાં કેટલાંયે પશુ-પક્ષીઓ પર્વત તજી ચાલ્યાં ગયાં.



# સુંદરકાંડ

મહેંદ્ર પર્વત ઉપર ચડી હનુમાન એક વિશાળ મેદાન ઉપર ઊભા રહ્યા ને દેવતાઓને પ્રણામ કરી કૂદકો મારવા તૈયાર થયા. તે સમયે એમનું શરીર એટલું મોટું થયું હતું કે તેનો ભાર મહેંદ્ર પર્વત સહન કરી શક્યા નહિ. પર્વતની અંદરથી જળપ્રવાહ નીકળવા લાગ્યો. કપડું નીચોવતાં જેમ પાણી નીકળવા લાગે તેમ મહેંદ્ર પર્વતમાંથી પાણી છૂટવા લાગ્યું! ત્યાંનાં જીવજંતુઓએ માન્યું કે પૃથ્વીનો પ્રલય થશે; મુનિઓ પણ એ પર્વત છોડીને દૂર જઈ શું થાય છે તે જોવા લાગ્યા.

ત્યાર પછી હનુમાને બે હાથ નીચે ટેકવી પગ બરાબર ગોઠવી પુચ્છ વધારી એવી રીતે કૂદકો માર્યો કે તેની કલ્પના કરતાં આશ્ચર્ય થાય. તેની ઠેકથી પર્વતનાં ઝાડપાન પણ સાથે સાથે ઊખડી પડવા લાગ્યાં. સમુદ્રનું જળ આકાશે અડયું! હનુમાનને જોતાં લાગતું હતું કે એકાદ પર્વત આકાશમાં ઊડયો જાય છે! દેવોએ તે માટે હનુ-

માનની ઘણી પ્રશંસા કરી.

આ તરફ સમુદ્રે મૈનાક પર્વતને બોલાવી કહ્યું: "મૈનાક! તું જલદી પાણીમાંથી માથું બહાર કાઢ, કારણ હનુમાનને થાક લાગ્યો હોય એમ લાગે છે. તારા શિખર ઉપર બેસી એ વિશ્રાંતિ લેશે."

મૈનાક પર્વત સમુદ્રના જળમાં અબૂડ રહેતો. સમુદ્રનું કહેવું સાંભળીને તરત જ એ જળ બહાર આવ્યો ને હનુમાન સમક્ષ ઊભો રહ્યો, પરંતુ હનુમાનને આરામની કશી દરકાર ન હતી. વળી તેમને જલદી કામ પતાવવાનું હતું; તેથી તેમણે મૈનાકને છાતીના ધક્કાથી ખસેડી નાખ્યો.

મૈનાકે કહ્યું: "હનુમાન! તમે થોડી વાર મારા શિખર ઉપર વિશ્રાંતિ લો. મારા શિખર ઉપર મીઠાં મીઠાં ફળ છે તેનો આહાર કરો. સત્યયુગમાં જ્યારે પર્વતોને પાંખો હતી ત્યારે તે ઇચ્છા પ્રમાણે ઊડી શકતા, પણ તે જ્યાં પડતા ત્યાં ત્યાં તેના દબાણથી ઘણાં જીવજંતુ મરી જતાં. એ માટે ઇંદ્રે બધા પર્વતોની પાંખો કાપી નાખી; પરંતુ તમારા પિતા વાયુદેવે દયા કરીને મને સમુદ્રના જળમાં નાખી દીધો તેથી મારી પાંખો કપાઈ નહિ. હનુમાન! તમારા પિતાએ મારા ઉપર આટલો ઉપકાર કર્યો હતો; મારા શિખર ઉપર આરામ લઈ મને ધન્ય નહિ કરો?"

હનુમાને કહ્યું: "મૈનાક! તારી વાતથી મને બહુ આનંદ થયો છે. પણ ભાઈ! મારે ઘણી ઉતાવળ છે. અત્યારે હું બેસી શકીશ નહિ. મને માફ કર." એમ કહી મૈનાકને

સ્પર્શ કરી હનુમાન ફરી ઊડવા લાગ્યા.

દેવોએ જોયું કે હનુમાન ભારે સાહસવાળું કામ કરવા ઊપડ્યા છે. આ કામ તે કરી શકશે કે નહિ તેની પરીક્ષા કરવાનું તેમને મન થયું, તેથી તેમણે નાગોની માતા સુરસાને બોલાવીને કહ્યું: "સુરસાદેવી! આપ કૃપા કરી એક વાર હનુમાનનો માર્ગ અટકાવો. જોઈએ, તે કેવો વીર છે?"

દેવોની વાત સાંભળી સુરસા વિકટ રાક્ષસીનું રૂપ લઈ હનુમાન સામે આવીને ઊભી રહી. હનુમાને પોતાના શરીરને દસ યોજન મોટું કરી નાખ્યું. તેમણે ધાર્યું હતું કે આટલું મોટું સ્વરૂપ કરવાથી રાક્ષસી પોતાને ગળી શકશે નહિ. પરંતુ રાક્ષસી તરત જ દસ યોજનને ઠેકાણે વીશ યોજન મોટી થઈ ગઈ.

મહા કષ્ટ! હનુમાન જેટલા મોટા થાય તે કરતાં રાક્ષસી બમણી મોટી થાય. હનુમાન વીશ યોજન થાય તો રાક્ષસી ચાળીશ યોજન વધે. આખરે હનુમાને વિચાર્યું: "હવે મોટા થવાથી શો લાભ? અન્ય ઉપાય લેવો જોઈએ." પછી તે અંગૂઠા જેવડા નાના બની રાક્ષસીના પેટમાં ફરી વળી પાછા બહાર આવ્યા. હનુમાન ઘણી જ ઉતાવળથી નાના થયા, પણ રાક્ષસીને પોતાનાં મોટાં હાડકાં સંકોચતાં ઘણી વાર લાગી, તેથી હનુમાનને ગળવાનું તેનાથી બની શક્યું નહિ. ત્યાં તો હનુમાન અંગૂઠા જેટલા થઈ ક્યાંથી અંદર પેસી ગયા ને ક્યાં બહાર નીકળી ગયા તે રાક્ષસી

જાણી પણ શકી નહિ. આમ નાગની માતાને છેતરી હનુમાન ચાલી નીકળ્યા.

સુરસાને છેતરીને હનુમાન જરા આગળ જાય છે ત્યાં તેમને બીજી રાક્ષસી મળી. તેનું નામ સિંહિકા. હનુમાન આકાશમાં ચાલ્યા જતા હતા, એટલામાં સિંહિકાએ ઉતાવળા ઉતાવળા આવીને તેની છાયા પકડી લીધી. હનુમાને જોયું કે પોતે હવે ચાલી શકતા નથી, અને સમુદ્રમાંથી એક ભયાનક રાક્ષસી ઉપર આવે છે. તે જાણતા હતા કે આ છાયા પકડનાર કોઈ રાક્ષસી છે. એ જાતના રાક્ષસો કોઈ પણ જીવજંતુની છાયા પકડી તેને ચાલતું બંધ કરે છે. એથી હનુમાન પોતાનું શરીર મોટું કરવા લાગ્યા. રાક્ષસી આકાશપાતાળ એક થાય એવા હુંકાર કરી હનુમાનને ગળવા આવી ત્યારે હનુમાન ખૂબ નાનું સ્વરૂપ ધરી રાક્ષસીના પેટમાં પેસી ગયા. આથી એક રીતે રાક્ષસી હનુમાનને ગળી ગઈ એમ કહી શકાય; પણ દુઃખની વાત એ હતી કે રાક્ષસી હનુમાનને હજમ કરી શકી નહિ; કારણ હનુમાને તેના પેટની અંદર પેસી જઈ તેની નસેનસ તોડીને તેના પ્રાણ બહાર કાઢ્યા. તેથી હનુમાનને હજમ કરવાનો પ્રશ્ન જ રહ્યો નહિ !

દરમિયાનમાં હનુમાન લંકાની ખૂબ નજીક આવી પહોંચ્યા હતા. દૂરથી સમુદ્રકિનારે સુંદર સુંદર ઝાડપાન દેખાતાં હતાં. હનુમાને વિચાર્યુંઃ " આવું મોટું શરીર લઇ લંકામાં જઇશ તો રાક્ષસો શું ધારશે ? " તેથી નીચે

ઊતરતા પહેલાં તેમણે પોતાનું શરીર ઘણું જ નાનું કરી નાખ્યું.

સમુદ્રપાર થઈ હનુમાન જે સ્થળે ઊતર્યા તે એક પર્વત હતો. તેનું નામ ‘ લંબ ’ પર્વત. એને ત્રિકૂટ પર્વત પણ કહેતા. ત્યાંથી લંકાપુરી સારી રીતે દેખાતી હતી. વિશ્વકર્માએ પોતે આ લંકા તૈયાર કરી હતી. એ સ્વર્ગ જેવી સુંદર અને મજબૂત હતી. તેની ચારે બાજુએ સોનાનો ગઢ હતો. મોટા મોટા દરવાજા પણ સોનાના જ હતા. શહેરની ચારે બાજુએ અસ્ત્રશસ્ત્ર સજી રાક્ષસો પહેરો ભરતા હતા.

દૂરથી હનુમાને લંકાની શોભા થોડી વાર સુધી નીરખીને જોઈ લીધી, અને પછી ધીરે ધીરે તેના ઉત્તર દરવાજા પાસે આવ્યા. પરંતુ હજી ઘણો વખત છે એમ ધારી અંદર પેઠા નહિ. આટલા પ્રકાશમાં લંકામાં પેસવા જતાં રાક્ષસો પોતાને જુએ તો કામ ધૂળધાણી થઈ જાય, તેથી તેટલો વખત પોતે લંકા બહાર છૂપી રીતે રહ્યા. જ્યારે સર્વત્ર અંધકાર છવાઈ ગયો ત્યારે માત્ર બિલાડીનું નાનકડું બચ્ચું થઈને તે લંકામાં પેઠા.

લંકાનાં મકાનોની શોભા અવર્ણનીય હતી. જેવાં એ મોટાં તેવાં જ એ સુંદર ! દરવાજાનાં બારણાં પણ સુંદર સોનાનાં; સીડીઓ હીરામાણેકની. હનુમાન એ સર્વ શોભા જોતા જોતા ચાલ્યા જાય છે, એવામાં એક વિકટ રાક્ષસીએ ક્યાંઈકથી આવીને તેમનો માર્ગ રોક્યો અને પૂછ્યું:

"કોણ છે રે તું? અહીં શું કરવા આવ્યો છે? સાચું કહે, નહિ તો તને મારી નાખીશ."

હનુમાને કહ્યું: "હું બધું કહું છું; પણ પહેલાં તમે જ કહો કે તમે કોણ છો, અને કેમ આટલો બધો ગુસ્સો કરો છો?"

રાક્ષસીએ કહ્યું: "હું આ સ્થાનની દેવી છું. મારું નામ લંકા. રાક્ષસો મારી પૂજા કરે છે અને હું તેમનું રક્ષણ કરું છું. આજે મારે હાથે તારું મરણ દેખું છું."

પરંતુ તેથી જરા પણ ભય ન પામતાં હનુમાન બોલ્યા: "આ સુંદર નગરી એક વાર જોવાની મને તીવ્ર ઇચ્છા થઈ છે."

રાક્ષસી કહે: "મને હરાવ્યા સિવાય તું આ નગરી જોઈ શકીશ નહિ."

હનુમાને ફરી વિનતિ કરી કહ્યું: "શ્રીમતી! હું જોઈને જ પાછો ચાલ્યો જઈશ."

આથી રાક્ષસીએ ગુસ્સે થઈ હનુમાનને એક લપાટ મારી. પછી હનુમાનનો ગુસ્સો કેમ ઝાલ્યો રહે? તો પણ સ્ત્રી જાણી વધારે મારવાનો વિચાર ન થયો. તેમણે જમણે હાથે આસ્તેથી એક મુષ્ટિપ્રહાર કર્યો, તેથી તે બીચારી જમીન ઉપર પડી એકદમ બેભાન થઈ ગઈ. શુદ્ધિ આવતાં તે બોલી: "ક્ષમા કર, ભાઈ! હવે બસ. બ્રહ્માએ મને કહ્યું છે કે જ્યારે હું વાનર પાસે હારું ત્યારે રાક્ષસોને માથે બહુ વિપદ પડશે એમ સમજવું. તે સમય આવી

લાગ્યો છે. રાક્ષસોની હવે જીવવાની આશા નથી. હવે તમે નગરમાં જઈ જે ઇચ્છા હોય તે કરો.”

પછી હનુમાને કિલ્લો ટેકીને નગરમાં પ્રવેશ કર્યો. ત્યાંની બધી જગાઓ શોધી; તલભાર પણ જગા બાકી રાખી નહિ; પણ સીતાનો કશો પત્તો લાગ્યો નહિ.

ઘરમાં લોકો ક્યાંઇક ઠઠ્ઠા મશ્કરી કરે છે; ક્યાંઇક વાંચવાસાંભળવાનો શબ્દ સંભળાય છે; ક્યાંઇક ગુપ્ત જાસૂસો અસ્ત્રશસ્ત્ર લઈ બેઠા છે; ક્યાંઇક બધા મળી આનંદકલ્લોલ કરે છે તેનાં વાદ્યોનો મિષ્ટ સ્વર સંભળાય છે, અને કેટલાએક તેથી તલ્લીન થઈ ઊંઘવા લાગ્યા છે. હનુમાને આવાં કેટલાંએ સ્થાનો જોઈ નાખ્યાં પણ ક્યાંયથી તેને સીતાનો પત્તો લાગ્યો નહિ.

એક જગ્યાએ રાવણનું પુષ્પક વિમાન પડ્યું હતું. વિશ્વકર્માએ બ્રહ્માને માટે મણિમુક્તાથી તે તૈયાર કર્યું હતું. બ્રહ્માએ તે વિમાન કુબેરને આપ્યું અને કુબેરની પાસેથી તે રાવણે લીધું. હનુમાને તે વિમાન પણ જોયું.

રાવણના મહેલમાં બધા ખાવાપીવાનું પરવારી જઈ સૂતા હતા. તે સ્થળે આશ્ચર્યમય વસ્તુ હનુમાનની નજરે પડી. સોનાનાં બારણાં, માણેકની સીડીઓ, હાથીદાંતની મૂર્તિઓ, સ્ફાટિકના સ્તંભો; બધું ય આશ્ચર્યમય ! એમાં બધા કરતાં સુંદર તો રાવણનું શયનગૃહ હતું. સ્ફાટિકની પીઠિકા ઉપર નીલકાન્તમણિનો પલંગ હતો. તેને સોનાથી મઢેલાં હાથીદાંતનાં કડાં હતાં અને કળવાળી પૂતળીઓ

હાથમાં પંખા લઈને પલંગ ઉપર પવન ઢોળતી હતી.

રાણી મંદોદરીને જોઈ હનુમાને એક વાર વિચાર્યું: " આ જ સીતા લાગે છે." પરંતુ તરત જ વિચાર ફર્યો: "સીતા આટલા સુખથી ઊંઘે એ કદી પણ બની શકે નહિ. નક્કી એ કોઈ બીજી સ્ત્રી હશે."

એ રીતે વિચારતા વિચારતા તે રાવણના ભોજન-ગૃહે ગયા તો કેટલાંક જણાં ખાતાં ખાતાં ત્યાં જ સૂઈ ગયાં છે; મણિમુક્તા જડેલા સુવર્ણના થાળમાં અને સ્ફટિકના વાટકામાં કેટલીય જાતની ખાવાની ચીજો પડી છે, તે કહી શકાય તેમ નથી. માંસ તો કેટલીય જાતનાં તૈયાર કરેલાં: હરણનું માંસ, સૂવરનું માંસ, મહિષનું માંસ, ગેંડાનું માંસ, ઘેટાનું, બકરાંનું અને મયૂરોનું માંસ. કશાનો અભાવ નથી. તે સિવાય માછલાં તો છે જ. હનુમાને બધું જોયું.

ત્યાં ઘણી સ્ત્રીઓ હતી. કોઈ દેવકન્યા, કોઈ નાગ-કન્યા; જોવામાં બધી જ સુંદર. ઉપરાંત વિકટ ચહેરાવાળી ને ભયંકર દાંતવાળી રાક્ષસીઓ પણ ઘણી હતી. પરંતુ સીતા ક્યાંય દેખાયાં નહિ.

હનુમાને ઘણી રીતે જોયું; વારંવાર ફરીફરીને જોયું. ઘર પછી બાગ અને પછી ઘર; કશું તેમણે બાકી રાખ્યું નહિ. તો યે ક્યાંય સીતા ન મળ્યાં. આખરે બહુ દુઃખી થઈ તે બોલ્યા: "હાય હાય! આટલું કરતાં પણ સીતાને જોઈ શક્યો નહિ? કદાચ રાવણે તેને મારી નાખ્યાં હશે? અથવા તો તે પોતે જ મરી ગયાં હશે? મારો આટલો પરિશ્રમ

બધો વૃથા ગયો ! હવે કયા મુખે હું પાછો જઈશ ! તે કરતાં મરવું એ જ સારું.” વળી ફરી વાર વિચાર્યું: “ ના, મરું શું કામ ? હજી બધાં સ્થાન જોયાં નથી. વધારે સારી રીતે તપાસ કરવા દે.”

આમ વિચારી તે ફરી વાર પ્રાણ ઉપર આવી સીતાની શોધ કરવા લાગ્યા. શોધતાં શોધતાં તેમણે અશોક-વન દીઠું. તે વનમાં જતાં તેમને લાગ્યું કે નિશ્ચય આ વનમાં સીતા મળશે. અથવા આ દિશાએથી તેને જોઈ શકીશ. મારું હૃદય આનંદિત બને છે માટે જરૂર સીતાજી અહીં જ મળશે.

હનુમાન આગળ ચાલી એક મોટા અશોક વૃક્ષની ઘટામાં સંતાઈ બેઠા ને ચારે તરફ જોવા લાગ્યા. એ સમયે એક સ્ત્રી તે તરફ આવી. ન ખાવાથી તેનું શરીર એકદમ કૃશ અને નિસ્તેજ થઈ ગયું હતું, તો પણ તે જોવામાં બહુ સુંદર દેખાતી હતી. રાક્ષસીઓએ તેને ઘેરી હતી. તે નિશ્વાસ નાખતી અને આંખમાંથી આંસુ પાડતી કાંઈક વિચાર કરતી હતી. કેશ સાવ છૂટા હતા; માત્ર એક પીળું વસ્ત્ર પહેર્યું હતું. હનુમાન તેને જોતાં જ સમજી શકયા કે આજ સીતા. કારણ તેણે ઋષ્યમૂક પર્વત ઉપરથી જે સ્ત્રી જોઇ હતી તે આના જેવી જ હતી.

એટલામાં તો પ્રભાત થયું. સીતાજીની સાથે વાત કરવાનો સુયોગ મળ્યો નાહ, એટલે હનુમાન વળી રાત્રિની રાહ જોતા બેઠા. આ તરફ સીતા બેઠાં બેઠાં કેવળ રડતાં

હતાં. ભયંકર રાક્ષસીઓ ઘેરી રહી હતી. તેમાંની કોઈ લાંબી, કોઈ ઠીંગણી, કોઈ કાણી, કોઇના કાન હાથી જેવા તો કોઈના કાન ઘોડા જેવા, કોઈની ડોક નાગના જેવી લાંબી, તો કોઇનાં રૂંવાડાં એવાં તો ઘટ્ટ કે જાણે કાળી કામળી ઓઢેલી! કોઈનું મુખ સૂવર જેવું, કોઈનું વાઘ જેવું, તો કોઈનું શિયાળ જેવું; કોઈના પગ હાથીના જેવા તો કોઈને વળી હાથી જેવી સૂંઢ પણ ખરી! તો કોઈની જીભ લબલબ લબકારા મારતી હતી.

ચારે તરફ બધી રાક્ષસીઓ અસ્ત્રશસ્ત્ર લઈ ઊભી છે; વચ્ચે સીતાજી અશોક વૃક્ષ તળે બેસી માત્ર રડે છે.

જ્યારે ઘણી રાત્રિ ગઈ ત્યારે રાવણ ત્યાં આવ્યો. તેણે સીતાને ખુશી કરવા માટે કેટલીય મીઠી વાતો કરી, કેટલોય લોભ દેખાડચો, પણ સીતાએ તેની કોઈ વાત સાંભળી નહિ. સીતાજીએ કહ્યું: “ અરે દુષ્ટ! પાપ કરવું એ જ તારું કામ હોય તેમ લાગે છે. તું જેવો પાપી છે તેવી જ કડક સજા રામલક્ષ્મણ અહીં આવી તને કરશે. જો તું તારું ભલું ઇચ્છતો હો તો હમણાં જ મને પાછી મોકલી રામને સંતુષ્ટ કર. નહિતર પછી બચવાનો આરો નથી. તું તો મરીશ જ, પણ તારી લંકાનું એક પણ માણસ જીવતું રહી શકશે નહિ. ”

આથી રાવણ ગુસ્સે થઈ બોલ્યો: “ હું હજી બે માસ રાહ જોઈશ: ત્યાર પછી પણ જો તું મારી સાથે સારી રીતે વાત નહિ કરે તો તને કાપી નાખી રંધાવીને હું

ખાઇ જઈશ."

સીતાએ કહ્યું: "મારામાં એવી શક્તિ છે કે હું હમણાં જ તને બાળીને ભસ્મ કરી નાખું. કેવળ રામની અનુમતિ નથી એટલે હું ચૂપ થઈને બેઠી છું. અરેરે! તમે કુબેરના ભાઈ છો, અને વળી પોતે વીર છો. તમે કેમ રામને છેતરીને મને અહીં લઈ આવ્યા છો?"

રાવણે જોયું કે સીતા કોઈ પણ રીતે તેની વાતથી સંતુષ્ટ થતી નથી, ત્યારે તે રાક્ષસીઓને સીતાને સમજાવવાનું કહી ચાલ્યો ગયો.

રાવણના ગયા પછી રાક્ષસીઓ આવી સીતાને પજવવા લાગી. એકે કહ્યું: "તમારા જેવું તો એકે ય માણસ જોયું નહિ." બીજીએ કહ્યું: "તમે મારી વાત સાંભળો. તમારી જીદ છોડી દો. તમે બધાંથી મોટાં રાણી થશો." વિકટાએ કહ્યું: "તું અભાગણી, રાવણ સાથે કેમ પ્રેમ રાખતી નથી?" દુર્મુખીએ કહ્યું: "મારું કહ્યું માન, નહિતર તને મારી ખાઈશ." પરંતુ સીતાએ તેની એક પણ વાત કાને ધરી નહિ. તે જોઈ રાક્ષસીઓ પોતપોતાના હોઠ પીસતી પીસતી ફરશી લઈ તેને ભય દેખાડવા લાગી. ભગ્નોદરીએ કહ્યું: "તને ખાઈ જઈશ." ચંડોદરીએ કહ્યું: "તને મારીને તારો એક એક ભાગ ચાવીને ખાઈશ." એવી રીતે રાક્ષસીઓ સીતાને મારી ખાવાની વાત કરવા લાગી. તે સાંભળી સીતાએ કહ્યું: "તમે મને મારીને ખાઈ જાઓ. મારે જીવીને શું કામ છે?" રાક્ષસીઓએ

કહ્યું: “ હજી એક માસ રહે. ત્યાર પછી તારું માંસ અમે ચૂંટીને ખાશું. ”

એ સમયે ત્રિજટા નામે એક વૃદ્ધ રાક્ષસીએ ત્યાં આવીને કહ્યું: “ તમે સીતાને એમ પજવો નહિ. આજે મેં એક બહુ ભયંકર સ્વપ્ન જોયું છે. મને લાગે છે કે રાવણ મરી જશે અને તેનું રાજ ધૂળધાણી થઈ જશે ! તમે સીતાને જેમ તેમ બોલો છો, પણ એને ચરણે પડી ક્ષમા માગો; તેથી કદાચ તે તમારી રક્ષા કરશે. ”

સીતાએ કહ્યું: “ ત્રિજટા ! તમારી વાત સાચી પડશે તો હું તમારું રક્ષણ કરીશ. ” એમ કહી વળી તે રુદન કરવા લાગ્યાં. ત્યાર પછી અશોક વૃક્ષ નીચે આવી એક હાથે વૃક્ષની ડાળ પકડી અને એક હાથે માથાની વેણી પકડી બોલ્યાં: “ એમ થાય છે કે આ વેણી ગળે બાંધીને મરી જાઉં ! ”

અશોક ઉપર બેઠેલા હનુમાને આ બધું જોયું અને મનમાં વિચાર્યું: “ કેમ કરી સીતાને શાંત કરું ? ચારે તરફ રાક્ષસીઓ છે. સીતાજી સાથે જો વાત કરવા જઈશ તો કદાચ તે દેખી જશે, ને જો વાત નહિ કરું તો કદાચ સીતાજી આપઘાત કરશે. વળી વાત કરવા જતાં એ મને રાવણ ધારી બૂમ પાડે તો તો બધું ધૂળમાં મળી જાય ! તેથી એવી રીતે વાત કરવી જોઈએ કે એને ભય ન થાય. ” એમ વિચારી હનુમાન સહેજ સીતાજીની નજીક આવી ધીમે ધીમે મિષ્ટતાથી બોલવા લાગ્યા: “ મહારાજ દશરથના

પુત્ર રામચંદ્ર વનમાં આવ્યા હતા. સાથે લક્ષ્મણ અને માતા સીતા પણ હતાં. દુષ્ટ રાવણ રામને છેતરીને સીતાજીને ઉપાડી ગયો. રામે તેને શોધતાં શોધતાં આવીને સુગ્રીવ સાથે મૈત્રી કરી, અને ત્યાંથી સીતાજીની ભાળ લેવા અમને મોકલ્યા. કેટલાય દેશ ને કેટલાંય વન અમે સીતામાતાને શોધ્યાં. છેવટે સંપાતિના કહેવાથી સાગરપાર થઈ અહીં આવ્યો. લાગે છે કે હું માનાં દર્શનનો લાભ પામ્યો છું."

એટલું બોલી હનુમાન ચૂપ રહ્યા. હનુમાનનાં આ વચન સાંભળી સીતા ચારે તરફ આશ્ચર્ય પામીને જોવા લાગ્યાં. જોયું તો અત્યંત નાનો વાનર વૃક્ષની ડાળે બેસી પોતાને નમસ્કાર કરે છે. તેના શરીરનો વર્ણ અશોકનાં ફૂલ સમો લાલ છે; તેની આંખ સોનેરી છે અને સફેદ વસ્ત્ર પહેરેલું છે. એ જોઈ સીતા પ્રથમ તો બહુ ભય પામ્યાં. પરંતુ છેવટે ઘણો વિચાર કરીને બોલ્યાં: "હે દેવતા, હે બૃહસ્પતિ, હે બ્રહ્મા, હે ઇંદ્ર, હે અગ્નિ! તમારી આણ દઉં છું કે આ વાનર બોલે છે તે સત્ય થાઓ."

તુરત હનુમાન ઝાડેથી ઊતરી સીતાને પ્રણામ કરીને બોલ્યા: "આપ કોણ છો, મા? આ વનમાં રહી આટલું દુ:ખ કેમ સહન કરો છો? આપ જો રામનાં સીતા હો તો મારા પ્રશ્નનો જવાબ આપો."

એ સાંભળી સીતાએ કહ્યું: "હું રાજા દશરથની પુત્રવધૂ છું. મારું નામ સીતા. પિતાનું નામ જનક ને મારા સ્વામી રામચંદ્ર. અપર માતાના કહેવાથી રામ

વનમાં આવ્યા હતા. હું અને લક્ષ્મણ તેમની સાથે આવ્યાં હતાં. ત્યાંથી પકડી રાવણે મને લંકામાં આણી છે. બે માસ પછી મને તે મારી નાખશે.”

હનુમાન સીતાની સાથે સારી રીતે વાત થઈ શકે તે માટે ધીમે ધીમે પાસે આવવા લાગ્યા. પરંતુ સીતા તેથી વળી ભય પામી બોલ્યાં: “હાય! આની સાથે કેમ વાત કરીશ? કદાચ દુષ્ટ રાવણ જ વાનર બનીને આવ્યો હશે તો?” તે સાંભળી હનુમાને બે હાથ જોડી તેમને ઘણું સમજાવ્યાં. રામની સાથે કેવી રીતે પરિચય થયો છે, રાવણ સીતાને લઈ આવ્યા પછી રામ શી રીતે દિવસો ગાળે છે, તેઓએ કેવી રીતે સીતાને શોધ્યાં છે, એ બધી વાત કહી. છેવટે રામની વીંટી સીતાના હાથમાં મૂકી.

વીંટી નજરે પડતાં જ સીતાના મનમાં કશો સંદેહ રહ્યો નહિ. તે જ ઘડીએ આનંદથી તેમનું મુખ ઉજ્જવલ થઈ ગયું. ત્યાર પછી મન છૂટું મૂકી રામના ખબર પૂછવા લાગ્યાં: “રામલક્ષ્મણ કુશળ છે? આવીને રાવણને તે કેમ મારી નાખતા નથી? સીતાને જોયા વિના રામનું શરીર કૃશ થઈ ગયું છે કે નહિ?” એ રીતે કેટલાક પ્રશ્નો પૂછતાં ગયાં; ને તેમ તેમ તેમને વધારે વધારે પૂછવાની ઈચ્છા થવા લાગી.

હનુમાને બની શકે તેટલી મધુરતાથી બધા જવાબ આપ્યા. ત્યાર પછી કહ્યું: “મા! ચાલો આપને મારી પીઠ ઉપર બેસારી રામની પાસે લઈ જાઉં.”

તે સાંભળી સીતાએ આશ્ચર્ય પામી પૂછ્યું: "એક વાનર થઈને કેવી રીતે મને લઈ જઈ શકીશ?"

હનુમાને કહ્યું: "માતા! ઇચ્છા થતાં જ હું ગમે તેવો નાનો મોટો થઈ શકું છું." એમ કહી જોતજોતામાં હનુમાન પર્વત જેવડા મોટા થઈ બોલ્યા: "મા! તમારા આશીર્વાદે રાવણ અને તેના માણસોને આ મહેલ સહિત અને આ આખી લંકાને પણ હું માથે ઉઠાવી લઈ જઈ શકું. આપે કશો ય ભય રાખવો નહિ. આપ મારી પીઠ ઉપર ચડી બેસો."

સીતાએ કહ્યું: "તમારાથી બનશે એ હું સમજી; પરંતુ સમુદ્ર ઉપર થઈને જતાં નક્કી માથું ફરવાથી હું પડી જઈશ. તેથી મારું આવવું યોગ્ય નથી. તમે જલદી રામલક્ષ્મણને લઈ અહીં આવો."

હનુમાને કહ્યું: "ભલે; પણ મને કોઇ એક વસ્તુ નિશાની તરીકે આપો, જે જોઈ રામને ખાતરી થાય કે હું આપને મળ્યો છું."

એ ઉપરથી સીતાએ માથાનો મણિ કાઢી હનુમાનના હાથમાં મૂક્યો. હનુમાને તે મણિ લઈ સીતાને પ્રણામ કરી તેમની પાસેથી વિદાય લીધી. જવાને સમયે તે ઘણી હિંમત આપી બોલ્યો: "માતા! આપ લેશ પણ ચિંતા કરશો નહિ. જલદી જ આપની ચિંતા દૂર થશે."

સીતા પાસેથી વિદાય લઈ હનુમાન વિચારવા લાગ્યા: "સીતાના ખબર તો મળ્યા છે. હવે રાક્ષસો કેવું યુદ્ધ

કરી શકે છે તે માહિતી લઈ જવામાં કાંઈ વાંધો નથી, હું આ અશોક વનનો નાશ કરું તો રાક્ષસો જરૂર મારી સાથે યુદ્ધ કરવા આવશે. તેથી હું તેમની યુદ્ધકળા જાણી શકીશ."

એમ વિચારી ખૂબ ક્રોધથી હનુમાન અશોક વનનો નાશ કરવા લાગ્યા. જોતજોતામાં એ વનની એવી દશા કરી દીધી કે અગ્નિ સળગાવ્યો હોય તો પણ એનાથી વધારે દુર્દશા ન થાય! એ રીતે આખા અશોક વનને ખેદાન-મેદાન કરી નાખ્યું; પછી મુખ્ય દરવાજા ઉપર બેસી જોવા લાગ્યા કે રાક્ષસો હવે શું કરે છે.

આ તરફ રાક્ષસોએ વનનો નાશ થવાથી આવીને જોયું તો હનુમાન બાગને પાયમાલ કરી સિંહદ્વાર પર ચડી ગર્જના કરે છે. તરત જ શ્વાસભેર દોડતા તેઓ રાવણ પાસે ગયા ને કહ્યું: "એક ભયંકર વાનરે આવી અશોક વન તોડીફાડી નાખ્યું છે. તે રામનો માણસ હોય એમ લાગે છે. તેણે સીતા સાથે વાતો પણ કરી છે. સીતાનું સ્થાન તેણે સુંદર જ રાખ્યું છે."

આ ખબર સાંભળી રાવણે ગુસ્સાથી પોતાની વીશે આંખો લાલ કરી દાંત કચકચાવી હુકમ દીધો: "જાઓ, જલદી તેને બાંધીને લઈ આવો." હુકમ મળતાં જ મોટા મોટા રાક્ષસો હાથમાં મુશળ અને મુદ્ગર લઈ હનુમાનને બાંધી લાવવા માટે ઝપાટાબંધ દોડ્યા. તેમને જોઈ હનુ-માને ભીષણ ગર્જના કરી: "જય, શ્રીરામચંદ્રનો જય!"

પછી થોડા જ સમયમાં રાક્ષસોનાં માથાં ભાંગી ફરી વાર જાણે કશું જાણતા જ ન હોય તેમ સિંહદ્વાર પર બેઠા!

થોડી વારે એકદમ તેમના મનમાં આવ્યું કે આ પહાડ જેવો મહેલ દેખાય છે, તે ભાંગી નાખું તો બહુ સારું થાય; એક વાર હાથ તો બતાવવો. તરત જ મહેલના ચૂરેચૂરા કરી નાખી ફરીથી સિંહદ્વાર પર બેઠા. તે જ ક્ષણે અસંખ્ય સૈનિકો અસ્ત્રશસ્ત્ર લઈ હાજર થયા. હનુમાન પણ બીજું કાંઈ ન મળવાથી તે ભાંગેલ મકાનનો સોનાનો સ્તંભ લઈને બધાને મારવા લાગ્યા. આ તરફ રાવણે જંબુમાલીને યુદ્ધમાં મોકલ્યો. પણ તેના હૃદયને પરિઘના ઘાથી હનુમાને એક ક્ષણમાં વીંધી નાખ્યું. ત્યારપછી મંત્રીપુત્ર યુદ્ધ કરવા આવ્યો. તેને પણ ગડદાપાટુ ને લપાટોથી પૂરો કરી હનુમાન વળી પાછા સિંહદ્વારે ચડી બેઠા.

એ રીતે લંકામાં હનુમાને કેવો ભયંકર કાંડ રચ્યો તેનું શું કહેવું? મોટા મોટા વીરો તેની સાથે યુદ્ધ કરવા આવે, પણ હનુમાન સર્વનો નાશ કરે. ઘોડાથી ઘોડા મારે, હાથીથી હાથી મારે, રાક્ષસથી રાક્ષસ મારે.

દુર્ધર, પ્રઘસ, વિરૂપાક્ષ, ભાસકર્ણ ને યૂપાક્ષ, એ બધા એક એક અસાધારણ યોદ્ધા હતા. હનુમાન દુર્ધરના રથ ઉપર કૂદી પડતાં જ રથ અને ઘોડા સહિત તેને ઊંધો કરી દીધો. ત્યાર પછી શાલવૃક્ષથી વિરૂપાક્ષ અને યૂપાક્ષને પૂરા કરવા, પર્વતનાં શિખરો લઈ પ્રઘસ અને

ભાસકર્ણને દાબી દેવા, અને ચારે તરફ અથડાઅથડી કરી રાક્ષસનાં માથાં છૂંદવાં, એ બધું હનુમાનને મન તો રમત વાત હતી. એ કામ આંખના પલકારામાં પૂરું કરી ફરી વાર તે સિંહદ્વારે ચડી બેઠા.

એ પછી રાવણનો પુત્ર અક્ષ આઠ ઘોડાના રથમાં બેસી યુદ્ધ કરવા આવ્યો. તેણે ખૂબ યુદ્ધ કર્યું. તેણે પ્રથમ તો હનુમાનને થોડા વ્યગ્ર પણ કરી મૂકયા, પણ તે વધુ વખત માટે નહિ. ત્યાર પછી થોડી વારે હનુમાને લપાટ મારી રથને ભોંયભેળો કરી દીધો ત્યારે અક્ષ રથેથી ન ઊતરે તો જાય ક્યાં? હનુમાને પગ પકડી તેને જમીન ઉપર એવો તો પછાડ્યો કે એક જ સપાટે તેના ચૂરેચૂરા! ફરી પોતે સિંહદ્વારે આવી બેઠા.

અક્ષના મૃત્યુની વાત સાંભળી રાવણે તેના મોટા પુત્ર ઇંદ્રજિતને યુદ્ધ કરવા મોકલ્યો. ઇંદ્રજિત જેવો યોદ્ધો લંકામાં બીજો કોઈ ન હતો. ઇંદ્રજિત પણ પ્રથમ તો હનુમાનને કાંઇ પણ કરી શકયો નહિ; અને કરી પણ શું શકે? બાણ આવતાં જ હનુમાન સરીને બેસી જાય ને તેથી શરીરને અડયા વિના જ બધાં ચાલ્યાં જાય. તે જોઈ ઇંદ્રજિતે ક્રોધથી બ્રહ્માસ્ત્ર છોડયું. બ્રહ્માએ તેને આ અસ્ત્ર આપ્યું હતું. તેને કોઈ અટકાવી શકે નહિ; હનુમાન પણ તેને અટકાવી શકયા નહિ. તો પણ બ્રહ્માસ્ત્રથી તે ન મરતાં માત્ર બંધાઈ ગયા. બ્રહ્માસ્ત્રથી બંધાયેલા હનુમાને વિચાર્યું: "સારું થયું છે; હવે એ મને રાવણ પાસે લઈ

જશે, અને હું પણ તેની સાથે બે વાતો કરી શકીશ.”

હનુમાન બંધાઈ ગયા એ જોઈ રાક્ષસો આનંદથી નાચવા લાગ્યા. તેમનો ઉત્સાહ તો ક્યાંય માય જ નહિ ! પછી મોટાં મોટાં દોરડાં લાવી તેમણે હનુમાનને મજબૂત બાંધ્યા. તે ઉપરાંત બને તેટલી ગાળો પણ દીધી. હનુમાને કાંઈ પણ કર્યું નહિ, માત્ર બૂમો પાડી.

પરંતુ આ તરફ બ્રહ્માસ્ત્રનું બંધન છૂટી ગયું. એ બંધન એવી જાતનું હતું કે એના ઉપર દોરડાં બાંધતાં એ સ્વતઃ છૂટી જાય. ગમે તે થયું પણ બંધન છૂટી ગયું. હનુમાને રાક્ષસોને તે જણાવા દીધું નહિ. ઈંદ્રજિત બધું સમજ્યો ખરો પણ બીજા રાક્ષસો સમજી શક્યા નહિ; તેઓએ માન્યું કે હવે આ વાનરને ખૂબ મજબૂત બાંધ્યો છે. ત્યાર પછી ખૂબ ખેંચાખેંચ કરી, હઈસા હઈસા કરી રાક્ષસોએ હનુમાનને રાવણની સભામાં ઉપાડ્યા.

ત્યાંના રાક્ષસો તેને જોઈ બહુ આશ્ચર્ય પામ્યા. કોઇ બોલ્યો: “અરે, આ કોણ ? શું કરવા એ અહીં આવ્યો છે ?” કોઇ કહે: “એને તુરત મારી જ નાખો.” કોઈ કહે: “બાળી દો.” કોઈ કહે: “ખાઈ જાઓ.” એમ કહી તેઓ હનુમાનને ચારે તરફથી ખેંચવા લાગ્યા.

હનુમાન તો કશું બોલે નહિ. એ તો માત્ર રાવણને અને તેના સભાગૃહને જુએ છે. મણિમાણેકથી જડેલા સિંહાસને રાવણ બેઠો છે. તેનાં દસ માથાં ઉપર દસ ચળકાટ કરતા મુગટ છે. શરીર કાળું છે. તેને રક્ત

ચંદન લગાવેલું છે, ને ગળામાં સોનાનો હાર છે. મુખમાં વળી અણીદાર દાંતો અને હોઠ ઝૂલી રહ્યા છે. હનુમાને માન્યું કે આ વ્યક્તિ કોઈ જેવો તેવો વીર નથી.

આ તરફ રાક્ષસો હનુમાનને કેટલાય પ્રશ્નો પૂછે છે: "તું ક્યાંથી આવ્યો છે? અહીં તું શા માટે આવ્યો છે? તને કોણે મોકલ્યો છે? ખરેખરું બોલ તો તને હમણાં છોડી દેશું. જૂઠું બોલીશ તો મારી નાખશું."

તે સાંભળી હનુમાને રાવણને કહ્યું: "રાજા રાવણ! હું વાનર છું. તને જોવા માટે લંકામાં આવ્યો હતો. સહેલાઈથી તને ન જોઈ શકવાથી વન ભાંગ્યું તેથી રાક્ષસો મારી સાથે યુદ્ધ કરવા આવ્યા અને મેં તેમને હરાવ્યા છે. હું રામનો દૂત વાયુપુત્ર છું. મારું નામ હનુમાન છે. હે રાવણ! સાંભળ. તારી પાસે પૈસા કે માણસોનો તોટો નથી. તો આવું અન્યાયનું કામ કરવું એ શું તને ઉચિત છે? તારા ભલા માટે જ કહું છું: મારી વાત તું સાંભળ. સીતાને રાખીશ નહિ. રાખીશ તો તારા પ્રાણ જશે. શું કરું? રામે મને આજ્ઞા આપી નથી, નહિ તો અત્યારે જ તને અને તારી લંકાને ખેદાનમેદાન કરી નાખું."

રાવણ પોતાની લાલ વીસ આંખો ફેરવતો બોલ્યો: "ક્યાં છે બધા જલ્લાદ? મારી નાખો આને." પણ વિભીષણે તેને અટકાવ્યો.

વિભીષણ રાવણનો નાનો ભાઈ હતો. તે બહુ બુદ્ધિમાન હતો. તેણે કહ્યું: "મહારાજ! શું કરો છો? દૂતને

કદી કોઈએ માર્યો છે? એ તો ભયંકર પાપ છે. દૂતને ચાબુક મરાય, તેનું માથું મુંડાવાય, શરીરનો કોઈ અવયવ કાપી નખાય; પરંતુ તેને કદી જાનથી મારી શકાય નહિ. એને મારી નાખશો તો રામ પાસે ખબર લઈને કોણ જશે? તેમ થશે તો રામલક્ષ્મણ કેમ કરી અહીં આવશે? અને પછી રાક્ષસો પણ તેમને મારીને શી રીતે પોતાની બહાદુરી બતાવશે?"

વિભીષણની વાત સાંભળી રાવણે કહ્યું: "વિભીષણ બરાબર કહે છે. એને આપણે મારવો નથી, પણ એ દુષ્ટનું પૂંછડું સળગાવી દો. તેથી તે પોતાના દેશમાં જઈ ત્યાં મોઢું દેખાડી શકશે નહિ."

તરત જ રાક્ષસો ગાંસડેગાંસડાં ચીંથરાં લાવી હનુમાનને પૂંછડે વીંટવા મંડી પડ્યા. જેમ જેમ ચીંથરાં વીંટતા જાય તેમ તેમ હનુમાનનું પૂંછડું વધતું જ જાય, ને તેમ તેમ રાક્ષસો વધારે વધારે વીંટતા જાય. આખી લંકાનાં ચીંથરાં ખલાસ! ચીંથરાં બંધાઈ રહ્યા પછી તેલ રેડીને પૂંછડું સળગાવવામાં આવ્યું. પૂંછડું સળગાવ્યા પછી હનુમાન શું કરશે એ જો કોઈએ જાણ્યું હોત તો તેઓ કદી પણ પૂંછડું સળગાવત નહિ. પૂંછડું સળગ્યું એટલે હનુમાને પ્રથમ તો તે વડે રાક્ષસોને જ મારવાનો આરંભ કર્યો. જેમ મારે તેમ રાક્ષસો વધારે ને વધારે તેને બાંધે. અને તે જોઈ વૃદ્ધો, બાળકો અને સ્ત્રીઓ તાળી દઈ હસે.

એ રીતે હનુમાનને લંકાની ગલીએ ગલીમાં ફેર-

થીને રાક્ષસો ઊલટો પોતાનો જ તમાસો દેખાડવા લાગ્યા. તે વાત સીતાની પાસે જઈ પહોંચતાં વાર લાગી નહિ. તે સાંભળી સીતાએ અંતરમાં અગ્નિદેવની પ્રાર્થના કરી: "હે અગ્નિદેવ! જો મારામાં કાંઈ સત હોય તો તમે હનુમાનને બાળશો નહિ."

શું આશ્ચર્ય!

આ તરફ હનુમાન વિચાર કરે છે: "મારે પૂંછડે આટલો અગ્નિ છે તો પણ મને દાહ કેમ નથી થતો? અગ્નિ જાણે કે હિમ જેવો લાગે છે! સમજ્યો છું; મારા પિતા પવન અને રામ ને સીતાની દયાથી આ બધું થયું છે."

તે જ પળે એક નિમિષમાં હનુમાને પોતાનું શરીર છેક નાનું કરી નાખ્યું; તેથી બાંધેલાં દોરડાં પણ એની મેળે ગળી પડ્યાં. રાક્ષસો હવે તેને પકડી રાખી શક્યા નહિ. પછી એક મોટા દરવાજાની લાંબી ભોગળ લઈ રાક્ષસોનાં માથાં ભાંગતાં હનુમાનને કેટલી વાર?

બંધન છોડી હનુમાને વિચાર્યું: "હવે શું કરું? સમુદ્ર ઠેક્યો છું; વન પણ ભાંગ્યું છે. હવે આ પૂંછડાના અગ્નિથી લંકાનાં ઘરબાર બાળું તો કામ પૂરું થશે."

જ્યાં આ વિચાર આવ્યો એવી જ એક ઠેક દીધી ને એક મકાનના છાપરા ઉપર જઈને બેઠા. ત્યાર પછી એ મકાનથી બીજે, બીજેથી ત્રીજે, એમ ઘેર ઘેર, બાગે બાગે, જાળીએ જાળીએ, મહેલે મહેલે, ઝરૂખે ઝરૂખે હનુમાન લંકામાં કૂદ્યા. આખી લંકા સળગાવી મૂકી. ઠેઠ રાજ-

દરબાર સુધી કાંઈ બાકી રાખ્યું નહિ. અગ્નિ સળગવા લાગ્યો, પવન જોરથી ફૂંકાવા લાગ્યો ને હનુમાન ઘણા હર્ષથી ગર્જના કરવા લાગ્યા.

તે દિવસે લંકાનું કેવું સત્યાનાશ વળ્યું! જ્યાં જુઓ ત્યાં અગ્નિ હડહડ બળવા લાગ્યો. ધુમાડાથી આકાશમાં અંધારું અંધારું થઈ ગયું. રાક્ષસો માર્ગમાં જોઈ શકે તેમ ન હતું. ચારે તરફ પવનની સૂસવાટી, બળતાં લાકડાંના ફાટવાનો તડાતડ અવાજ, રાક્ષસોનો હાયહાયનો પોકાર, એ સિવાય કશું સંભાળતું ન હતું. પુરવાસીઓ બિચારા ગાંડાની જેમ ચારે તરફ દોડતા હતા ને કહેતા હતા: " હાય હાય! સર્વનાશ થયો. અરેરે! આ ક્યાંથી આવ્યો?" વૃદ્ધ, બાળક, સ્ત્રી, પુરુષ અને બીજા કેટલા રાક્ષસો બળી મૂઆ તે લખી શકાય તેમ નથી.

હનુમાને જો કે પોતાના પૂચ્છનો અગ્નિ તો સમુદ્રમાં ઓલવ્યો હતો, પણ લંકાનો નાશકારક ભયંકર અગ્નિ કોઈ ઓલવી શક્યું નહિ. તે દિવસે અગ્નિનો તમાસો જોઈ હનુમાનને ભારે આનંદ થયો.

પણ તે આનંદ ઝાઝી વાર ટક્યો નહિ. આટલી વાર તે લંકામાં ફરવામાં મચ્યા હતા, તેથી સીતાની વાત તેમને સાંભરી નહિ. પણ તે સાંભરી આવતાં જ તે પોતે ભયથી અને દુઃખથી અસ્થિર થઈ ગયા. "હાય હાય! મેં આ શું કર્યું? સીતાજીને પણ બાળી નાખ્યાં? હવે હું રામની પાસે જઈને શું કહીશ?" તરત જ તેમના

મનમાં આવ્યું કે સીતા બળી મરે એ શું સંભવિત છે? એ સમયે જ આકાશમાંથી વાણી થઈ: "લંકા બળીને રાખ થઈ ગઈ પણ સીતાને કાંઈ થયું નથી." એ સાંભળી હનુમાનને ઘણો આનંદ થયો. તરત જ બે ઠેક મારી તે સીતા પાસે હાજર થયા. તેમને હિંમત આપી, તેમના પગની રજ માથે લઈ ત્યાંથી વિદાય થયા.

લંકાની પાસે જ અરિષ્ટ નામે પર્વત હતો. હનુમાન સીતાની વિદાય લઈ એ પર્વત ઉપર ચડ્યા. તેમને લાગ્યું કે અહીંથી સમુદ્ર ઉલ્લંઘન કરવો ઠીક પડશે.

આ તરફ હનુમાનના સાથી વાનરો સમુદ્રને આ તીરે ચૂપ થઈ બેઠા છે. તેઓ માત્ર હનુમાન ક્યારે પાછા આવશે તેની રાહ જુએ છે. તે જ સમયે તેઓએ ગર્જના અને સૂસવાટા સાંભળ્યા. આ સાંભળી જાંબવાને કહ્યું: "નક્કી, હનુમાન સીતાજીના ખબર લઈને આવ્યો છે; નહિ તો આટલો કોલાહલ ને સૂસવાટ શાનાં હોય?"

જાંબવાનની વાતથી વાનરો કૂદાકૂદ કરવા લાગ્યા. તેઓમાંથી કોઈ ઝાડે ચડે, કોઈ પૂંછડું હલાવે, કોઈ કપડું ઉડાડે, તો કોઈ માત્ર ઊંચું જોઈ હનુમાનના માર્ગ તરફ જોઈ રહે. એ જ સમયે હનુમાન પવનને વેગે સરસરાટ આવી ત્યાં ઊતર્યા.

તે જોઈ વાનરો પોતાનો આનંદ સમાવી શક્યા નહિ. તેઓ બધા અસ્થિર થઈ ગયા. કેમ કરી હનુમાનનો આદરસત્કાર કરવો તે જ તેઓ સમજી શક્યા નહિ.

કોઈએ તેને બેસવા માટે વૃક્ષની ડાળીઓ લાવી આપી, તો કોઈએ ફળમૂળ લાવી દીધાં; તો કોઈ માત્ર તેની સામે જ જોઈને બેસી રહ્યા. હનુમાને પહેલાં જાંબવાન અને અંગદ વગેરેને પ્રણામ કરીને સીતા અને લંકાના બધા સમાચાર સંભળાવ્યા.

આટલા દિવસે વાનરોને હવે શાંતિ વળી. તેમનું કામ ફતેહ થયું. હવે એ ખબર લઈ દેશમાં જવાનો સમય આવ્યો હતો. પાછાં ફરતા પહેલાં તેઓએ વિચાર્યું કે સીતાને સાથે લઈ જઈએ. પરંતુ છેવટે વિચાર કરી જોતાં રામની અનુમતિ વિના તેમ કરવું ઉચિત લાગ્યું નહિ. તેથી તેઓ ઉતાવળે કિષ્કિંધા પાછા ફર્યા. ત્રણ દિવસ પહેલાં તેમના મનમાં જેવું દુઃખ હતું તેવો જ અત્યારે આનંદ અને ઉત્સવ હતો.

તેઓ જ્યારે કિષ્કિંધા પાસે સુગ્રીવના મધુવનમાં આવ્યા ત્યારે પોતાનો આનંદ રોકી શક્યા નહિ. અંગદે કહ્યું: "હવે તમે પેટ ભરી મધુ ખાઓ." તે સાંભળી વાનરોએ જરા પણ વિલંબ લગાડ્યો નહિ. પેટ ભરીને મધુ અને ફળ તો તેમણે ખાધાં જ; ઉપરાંત ઝાડપાન ભાંગી વનની પણ દુર્દશા કરી નાખી! તેઓને ન લાગ્યો મધમાખીનો ભય કે ન લાગ્યો પહેરાવાળાઓનો ભય!

સુગ્રીવનો મામો દધિમુખ તે વનનો પહેરેગીર હતો. તેણે તેમને કેટલાય અટકાવ્યા; એક બે જણને માર્યા પણ ખરા. પરંતુ વાનરો શું તેથી થોભે? તેઓએ ઊલટી

દધિમુખની દુર્દશા કરી. મારીને અને બટકાં ભરીને તેને બિચારાને ખૂબ હેરાન કર્યો.

દધિમુખ તેના બીજા વાનરોને લઈને તેમની સાથે યુદ્ધ કરવા આવ્યો, પણ એ શું યુદ્ધ કરી શકે ? ઊલટું અંગદને હાથે માર ખાઈને દધિમુખનાં હાડકાં ભાંગી ગયાં.

બિચારા દધિમુખે, રોતાં રોતાં સુગ્રીવ પાસે જઈ ફરિયાદ કરી. સુગ્રીવે કહ્યુંઃ " મામા ! તમારી વાત સાંભળી હું બહુ ખુશી થયો છું. નિશ્ચય તેઓ સીતાના ખબર લાવ્યા છે. તેમ ન હોય તો શું આવું પાગલપણું કરી શકે ? મામા ! તમે દુઃખ લગાડશો નહિ. જલદી જઈને એમને મારી પાસે મોકલી આપો."

દધિમુખે તે સાંભળી વિચાર્યુંઃ " વાહ, ત્યારે તો તેઓ નિશ્ચય સીતાના ખબર લાવ્યા છે." તેનું રડવું પણ ક્યાં ય ચાલ્યું ગયું અને વેદના પણ ચાલી ગઈ. બધું દુઃખ ભૂલી જઈ તે હનુમાન વગેરેને લેવા દોડ્યો.

તેઓ આવતાં રામ, લક્ષ્મણ અને સુગ્રીવ બધી વાત જાણી ગયા. હનુમાને રામને સીતાના ખબર આપી પેલો મણિ તેમના હાથમાં મૂક્યો. મણિ હાથમાં લઈ રામ તે વારે વારે જોવા લાગ્યા. ત્યાર પછી તેને હૃદયે ચાંપ્યો. સીતાના સ્મરણથી રામની આંખોમાંથી ખળખળ કરતાં અશ્રુ વહેવા લાગ્યાં.

# લંકાકાંડ

એ પછી બધા આકાશપાતાળ કંપાવતા લંકા તરફ ચાલ્યા. સૌથી આગળ નલ વાનર ચાલ્યો. માર્ગપરીક્ષામાં તે મોટો પંડિત થયો હતો. કયો માર્ગ સારો, પાણી ક્યાં સારું છે અને ક્યાં મીઠાં ફળ હશે એ બધાની તેને માહિતી હતી. નલ જે માર્ગે જાય તે માર્ગે બધા તેની પાછળ પાછળ જવા લાગ્યા. હનુમાને રામલક્ષ્મણ અને અંગદને પોતાની પીઠ ઉપર લઈ લીધા હતા. બીજા વાનરો ફળ ખાઈને અને ફૂલની સુંદરતા નીરખીને આનંદથી ચાલ્યા આવતા હતા. એ રીતે તેઓ મહેંદ્ર પર્વત પાસે સમુદ્રતીરે આવી પહોંચ્યા.

આ તરફ રાવણ રાક્ષસો સાથે બેસીને મંત્રણા કરવા લાગ્યો. તે બોલ્યો: “ કહો જોઈએ, હવે શું કરશું ? ઘણું મુશ્કેલ કામ આવી પડ્યું છે. લંકામાં પ્રવેશ કરવો એ સહેલું કામ નથી. છતાં એક સામાન્ય વાનર તે કરી ગયો; તેણે ઘરો બાળ્યાં અને આટલા રાક્ષસોને પણ માર્યા ! કહો

જોઇએ, હવે શું કરવું ઉચિત છે?"

રાક્ષસોએ કહ્યું: "મહારાજ! શું ત્યારે આપણું આટલું સૈન્ય, આ અસ્ત્રો અને આપ આવા વીર, એ બધું વૃથા થશે? પૃથ્વી, આકાશ અને પાતાળ આપે જીત્યાં છે. શું વાનર અને માનવોથી આપે ડરવું જોઇશે? આપે તો યુદ્ધમાં પણ ઊતરવું નહિ. મનુષ્ય અને વાનરોને મારીને પૂરા કરવા માટે એકલા ઇંદ્રજિત જ બસ છે."

પ્રહસ્તે કહ્યું: "હું તેઓને મારીશ."

વજ્રદંષ્ટ્રે કહ્યું: "મેં એક યુક્તિ રચી છે. જુવાન જુવાન રાક્ષસો ભરતનું સૈન્ય બની રામની પાસે જાય. રામ તેઓને ઓળખી નહિ શકે એટલે એના સૈન્યની અંદર મળી જઇ આપણા સૈનિકો તેમનો સંહાર કરી નાખે."

બધા રાક્ષસો આમ બોલતા હતા તે જોઇ વિભીષણે કહ્યું: "મહારાજ! જેનામાં શક્તિ ન હોય તે શું લંકા ઉપર ચઢી આવે? સીતા રામને પાછી સોંપી દો, નહિતર ભારે સંકટ આવી પડશે. આપે રામનું અહિત કર્યું છે, તેથી રામ યુદ્ધ કરવા આવે છે. આવું કામ કરવું આપને ઉચિત નથી."

વિભીષણની વાત સાંભળી રાવણ ગુસ્સે થઇ સભામાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે ફરી વાર મોટી સભા ભરાઇ. તે દિવસે ખુશામતખોર રાક્ષસોએ કહ્યું: "મહારાજ! બીવાનું કશું

કારણ નથી. યુદ્ધ કરો.” માત્ર વિભીષણે કહ્યું: “ જલદીથી સીતાને પાછી મોકલો.” રાવણે ચિડાઇને તેને ઘણી ગાળો દીધી. છેવટે કહ્યું: “ દુર્ભાગી ! બીજા કોઈએ જો આ સૂચના કરી હોત તો તરત જ હું તેને મારી નાખત.”

વિભીષણે કહ્યું: “ મહારાજ ! આપ મારાથી વડીલ છો. આપને સમજાવવા એ મારી શક્તિની બહાર છે. મારાથી અન્યાય થયો હોય તો ક્ષમા કરશો. હું તો સાચી વાત કહેતો હતો, પણ તેથી આપને આટલો ગુસ્સો થયો. હવે આપને ઠીક લાગે તેમ કરો. હું આ ચાલ્યો.”

એમ કહી વિભીષણ બીજા ચાર રાક્ષસોને સાથે લઈ ત્યાંથી ઊભો થઈ ગયો. સભા છોડી વિભીષણ અને રાક્ષસો સમુદ્રપાર થઇ રામ પાસે આવ્યા. ત્યાં સુગ્રીવ અને અન્ય વાનરોને જોઇ વિભીષણે કહ્યું: “ હું રાવણનો ભાઈ છું; મારું નામ વિભીષણ છે. સીતાને પાછા મોકલવાનું મેં રાવણને કહ્યું, તેથી તેણે ક્રોધે ભરાઈ મારો ત્યાગ કર્યો છે; તેથી હું રામને શરણે અહીં આવ્યો છું.”

એ વાત સાંભળી સુગ્રીવે જલદી રામની પાસે જઈ ખબર આપ્યા. વિભીષણનો તે વિશ્વાસ રાખી શક્યો નાહ. વિભીષણને રાખવા તેણે રામને વારંવાર ના કહી. માત્ર હનુમાને કહ્યું: “ તેના મોઢા ઉપરથી તે દુષ્ટ માણસ હોય એમ લાગતું નથી. તે મૈત્રી કરવા માટે જ આવ્યો લાગે છે. એને અહીં રાખીએ એ જ ઉચિત છે.”

બધાની વાત સાંભળી રામે કહ્યું: “ આશ્રય માગે

તેને આશ્રય આપવો જોઈએ. કદાચ તે દુષ્ટ હોય તો પણ તેની એવી શક્તિ નથી કે આપણું કાંઈ અનિષ્ટ કરી શકે. તેને જલદી અહીં લાવો."

વિભીષણે આવી રામને પ્રણામ કરી કહ્યું: "રાવણે મારું અપમાન કર્યું છે તેથી હું આપની પાસે આવ્યો છું. હવે આપની ઇચ્છા હોય તો મને રાખો નહિંતર મારી નાખો."

રામે મધુર વચનાથી તેનો ભય દૂર કરીને કહ્યું: "વિભીષણ ! હું રાવણને મારી તમને જ લંકાના રાજા બનાવીશ."

વિભીષણે કહ્યું: "મારામાં પ્રાણ હશે ત્યાં સુધી હું આપને સંપૂર્ણ સહાય કરીશ."

ત્યારે રામે લક્ષ્મણને કહ્યું: "ચાલો આપણે વિભીષણને અહીં જ લંકાનો રાજા બનાવીએ."

રાજા થતી વખતે સ્નાન કરવું જોઈએ. એ સ્નાનને અભિષેક કહેવાય. રામની આજ્ઞાથી તરત જ સમુદ્રના જળથી વિભીષણનો અભિષેક થયો; પછી તેને લંકાનો રાજા બનાવ્યો.

સુગ્રીવ અને હનુમાને વિભીષણને પૂછ્યું: "મહાશય ! હવે સમુદ્રપાર શી રીતે જઈશું તે કહો."

વિભીષણે કહ્યું: "જો રામ સમુદ્રની પૂજા કરે તો અવશ્ય સમુદ્રપાર થવાશે."

એ સાંભળી વાનરોએ તરત જ પૂજાની તૈયારી કરી.

સમુદ્રકિનારે કુશાસન બિછાવી દીધું. રામે તે ઉપર બેસી સમુદ્રની પૂજાનો આરંભ કર્યો. પૂજા પૂરી થયા પછી રામ સમુદ્રને પ્રણામ કરી કુશાસન ઉપર જ સૂઈ રહ્યા. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, ચાર દિવસ રામ તે સ્થાને જ પડ્યા રહ્યા; છતાં સમુદ્ર તેમને દાદ દીધી નહિ. તે જોઈ રામે કહ્યું: "આટલી પૂજા કરી છતાં સમુદ્રે સામું પણ ન જોયું ? શું આટલો અહંકાર ? ઠીક છે; હવે એને સૂકવી નાખતાં કેટલી વાર લાગે !"

એમ કહી રામે ધનુષ્ય લઈ તેના પર બ્રહ્માસ્ત્ર સાધ્યું. અસ્ત્ર જોઈ ચંદ્ર કંપવા લાગ્યો અને સાગર પણ પ્રાણના ભયથી તરત જ દીન બની હાથ જોડી ઊભો રહ્યો. તેણે રામને અનેક વિનતિ કરીને કહ્યું: "મહારાજ, આ નલ વાનર જે વિશ્વકર્માનો પુત્ર છે તે મારા પર સેતુ બાંધે તો બધા સામે પાર જઈ શકશે. સેતુ બાંધતી વખતે હું ખૂબ સ્થિર થઇને રહીશ."

તરત જ અસંખ્ય વાનરોએ ઝાડો ને પહાડોનો મોટો ઢગલો કર્યો. નલની કેવી અજબ શક્તિ! સો યોજન લાંબા સાગર ઉપર સેતુ બાંધતાં માત્ર છ દિવસથી વધારે સમય તેને લાગ્યો નહિ. તે સેતુ ઉપરથી પસાર થઈ બધા લંકામાં આવ્યા.

રામ અને લક્ષ્મણ આવ્યા છે એવું સાંભળી રાવણે શુક અને સારણ નામના બે રાક્ષસોને છૂપી રીતે ખબર મેળવવા મોકલ્યા. શુક અને સારણ વાનર બનીને ગયા,

પરંતુ તેમના કપટવેશથી વિભીષણ છેતરાયો નહિ. તે તરત જ તેમને પકડીને રામ પાસે લઈ ગયો. શુક અને સારણે તો નક્કી માન્યું હતું કે હવે આપણે બચવાના નથી; કારણ કે શત્રુના માણસો એ રીતે ચોરી કરી ખબર કાઢવા આવે તેમને મારી નાખવા એવો રિવાજ હતો. તેઓ રામને પગે પડી બોલ્યા: "અમે રાવણના હુકમથી આપનું સૈન્ય ગણવા આવ્યા હતા."

તે સાંભળી રામે હસીને કહ્યું: "તમારે કશો ભય રાખવો નહિ. સૈન્ય જોઈ લીધું હોય તો નિશ્ચિત થઈ ચાલ્યા જાઓ; અને જો ન જોયું હોય તો સારી રીતે જોઈ લો."

તે સાંભળી શુક–સારણે રામચંદ્રને અનેક આશીર્વાદ આપ્યા; પછી તેમણે જઈને રાવણને કહ્યું: "મહારાજ! યુદ્ધ કરવાથી કશું વળવાનું નથી. રામ ભારે વીર પુરુષ છે. આપ સીતાને પાછાં મોકલી આપો."

રાવણે કહ્યું: "તમને બહુ બીક લાગી છે? કહો જોઈએ, આ પૃથ્વીમાં એવું કોણ છે કે જે મને હરાવી શકે?" એમ કહી રાવણ પોતે રામનું લશ્કર કેટલું છે તે જોવા અગાશીએ ચડ્યો. જોયું તો સફેદ ધોળાં વાદળાં આકાશને ઘેરી લે એવી રીતે વાનરોથી લંકા ઘેરાઈ ગઈ છે! એવડું મોટું સૈન્ય જોઈ શુકસારણે રાવણને કહ્યું: "મહારાજ! આ જુઓ, વીર નીલ દસ હજાર યોદ્ધા લઈને ઊભો છે. આ જુઓ, અંગદ અનેક કોટિ

સૈન્યનો નાયક છે. જેણે સેતુ બાંધ્યો છે તે પેલો નલ. આ શ્વેત, આ કુમુદ, આ ચંડ, આ સંરભ, આ શરભ, આ પનશ, આ વિનત, આ ગવય, આ હય, પેલો જાંબવાન. જુઓ તેની સાથે કેટલા રીંછ આવ્યા છે? આ રંભ, આ સન્નાદન, આ પ્રમાથી, આ ગવાક્ષ, આ કેસરી, આ શતબલિ. મહારાજ! આ શાલવૃક્ષ જેવા મોટા મોટા વાનરો ઊભા છે તે સઘળા સુગ્રીવના માણસો છે. એમનાં ઘર કિષ્કિંધામાં છે. એ બધા મહા લડવૈયા છે. એમની વચ્ચે રહેલા હનુમાનને તો આપ ઓળખી શક્યા હશો. જુઓ, તે બેઠા છે. હનુમાનની બાજુએ જે બેઠા છે તે રામ. તેમની શી વાત કહું? જેવા દેખાવમાં સુંદર, તેવા જ દયાળુ, તેવા જ વિદ્વાન, તેવા જ ધર્મિષ્ઠ ને તેવા જ વીર છે. તેમની પાસે લક્ષ્મણ બેઠા છે. સોના જેવો રંગ, વાંકડિયા કાળા વાળ, વિશાળ છાતી; જેવા દેખાવમાં તેવા જ ગુણમાં. એના જેવો વીર અન્ય કોઈ નથી. લક્ષ્મણની પાસે આ જુઓ વિભીષણ બેઠા છે. સાંભળ્યું છે કે રામે તેમને લંકાના રાજા બનાવ્યા છે. જેના ગળામાં સોનાનો હાર છે તે આ સુગ્રીવ છે. એનું શરીર કેવું પહાડ જેવું મોટું છે? મહારાજ! જોયું આ સાગર જેવું રામનું સૈન્ય?"

એ બધું જોઈ રાવણને પણ મનમાં ઘણો ભય લાગ્યો; માત્ર તેણે શુકસારણને તે જણાવા દીધો નહિ. બહારથી તો ઘણો ગુસ્સો બતાવી, શુકસારણને અનેક કડવાં વચનો કહી રાવણે ત્યાંથી કાઢી મૂક્યો.

ત્યાર પછી એક દિવસ રાવણે એક યુક્તિ રચી. લંકામાં વિદ્યુત નામે એક જાદુગર રહેતો હતો. તેની પાસે રાવણે બરાબર રામના માથા જેવું એક માથું અને તેના ધનુષ્યબાણ જેવું એક ધનુષ્યબાણ તૈયાર કરાવ્યાં. પછી અશોક વનમાં જઇ તે માથું અને ધનુષ્ય સીતાને દેખાડીને કહ્યું: "આ જુઓ, તમારા રામને મેં મારી નાખેલ છે. રાત્રે તે જ્યારે સૂતો હતો ત્યારે મારા સૈન્યે જઈ તેનું માથું કાપી આણ્યું છે, અને વિભીષણને કેદ પકડી આણ્યો છે. લક્ષ્મણ તો નાસી ગયો છે. સુગ્રીવની ગરદન ભાંગી નાખી છે, ને હનુમાન જાંબવાન બધા મરી ગયા છે. હવે રામને સંભારીને શું કરશો?"

રાવણની વાત સાંભળીને અને માથું સન્મુખ પડેલું જોઈને સીતા અત્યંત કલ્પાંત કરવા લાગ્યાં. એટલામાં દરવાન આવી રાવણને બોલાવી ગયો. રાવણ જતાં જ જાદુથી તૈયાર કરેલું માથું કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગયું તે સમજાયું નહિ!

આ બાજુ વિભીષણની સ્ત્રી સરમાને સહાય સીતાની પાસે રહેવાનું રાવણે કહ્યું હતું. સરમા સીતા ઉપર ઘણું હેત રાખતી અને હમેશાં તેની પાસે ને પાસે જ રહેતી. રાવણના ગયા પછી પણ સીતા તો જમીન ઉપર જ દૃષ્ટિ રાખી રોતાં હતાં. તે જોઈ સરમાએ કહ્યું: "સીતા! તમે રડો છો શા માટે? રાવણની બધી વાત ખોટી છે. યુદ્ધ થયું જ નથી. રામને કશું થયું નથી. હું પોતે તેમને

જોઈ આવી છું. ઊલટા રાક્ષસો જ બહુ ભય પામ્યા છે. અને નક્કી રામ તેમને મારીને તમને લઈ જશે એવી મારી ખાતરી છે.”

સરમા અને સીતા આ પ્રમાણે વાત કરે છે, ત્યાં તો વાનરોની ગર્જના સંભળાવા લાગી. ગર્જના સાંભળતાં જ રાક્ષસોને લાગ્યું કે હવે સૌનું આવી બન્યું.

રામનું સૈન્ય જે સ્થળે હતું તેની પાસે જ સુવેલ નામે પર્વત હતો. યુદ્ધ પહેલાંની રાત્રિ વાનરોએ તે પર્વત ઉપર ગાળી. સુવેલ પર્વત ઉપરથી લંકા આખી જોઈ શકાતી હતી. સવારે વાનરો બધા ઊઠીને લંકાની શોભા જોવા લાગ્યા. જોયું તો લંકાના ઉત્તર દરવાજા પાસે રાવણ પોતે ઊભો છે. તેની બંને બાજુએ ચામર ઢળે છે, માથા ઉપર સફેદ છત્ર છે ને ગળામાં મોતીની માળાઓ છે.

રાવણને જોઈ સુગ્રીવથી રહેવાયું નહિ. તરત જ એક જ કૂદકે તે પર્વત ઉપરથી સીધો લંકાના દરવાજા પર જઈ પડ્યો, અને બીજે કૂદકે રાવણની ગરદન પર! ગરદન પર પડતાં જ હસતાં હસતાં તેણે રાવણનો મુગટ જમીન પર પછાડ્યો. પછી તો બંનેનું મલ્લયુદ્ધ ચાલ્યું. રાવણે સુગ્રીવને પકડીને જમીન ઉપર પછાડ્યો. સુગ્રીવે રાવણને પછાડ્યો. ઢીંકા, પાટુ ને ગડદા, બંને જણાએ એકબીજાને ખૂબ લગાવ્યા. એનું શું વર્ણન કરવું? એ રીતે રાવણનું અપમાન કરીને સુગ્રીવ સુવેલ પર્વત પર પાછો આવ્યો. શરમનો માર્યો રાવણ કાંઈ બોલી શક્યો નહિ.

ત્યાર પછી રામનું સૈન્ય પર્વત ઊપરથી ઉતરી લંકાના દરવાજા પાસે આવી ઊભું. તેઓએ લંકાને કોઈ પણ દરવાજેથી રાક્ષસોને બહાર જવાનો માર્ગ રહેવા દીધો નહિ. ઉત્તર દરવાજે રાવણ હતો. રામલક્ષ્મણે પોતે જઈને તે દરવાજો રોક્યો. મૈન્દ, દ્વિવિદ અને નીલે પૂર્વ તરફનો દરવાજો રોક્યો. ઋષભ, ગય અને ગવાક્ષ, ગવયને લઈને દક્ષિણ દરવાજે ઊભા રહ્યા. પશ્ચિમ દરવાજે ઝાડ ને પહાડ લઈ હનુમાન પોતે ઊભા. ઉત્તર અને પશ્ચિમના દરવાજાની વચ્ચે સુગ્રીવ રોકાયો. એ રીતે બધા યુદ્ધ માટે તૈયાર થઇ ગયા. હવે રાવણ બહાર આવે એટલી જ વાર હતી.

દરમિયાન રામે અંગદને રાવણની સભામાં યુદ્ધનું કહેણ લઈને મોકલ્યો. મંત્રીઓ અને મિત્રો સહિત રાવણ બેઠો હતો, તે સમયે અંગદ ત્યાં હાજર થયો. સભામાં જઈ તેણે રાવણને કહ્યું: “હું રામનો દૂત છું. મારું નામ અંગદ છે ને મારા પિતાનું નામ વાલી છે. મારા પિતાને તો અત્યારે પણ તમે સંભારતા હશો. રામે કહ્યું છે કે તમે તુરત બહાર આવી યુદ્ધ કરો.”

અંગદે રાવણને પોતાના પિતાનું નામ અત્યારે પણ સંભારતા હશો એમ શા માટે કહ્યું તેનું કારણ જાણો છો? રાવણ એક વાર વાલી સાથે યુદ્ધ કરવા જતાં બહુ હેરાન થઈ ગયો હતો. રાવણ બધાને હરાવી ત્રિભુવનમાં ફર્યા કરતો હતો, પરંતુ કોઈ તેની સામે થઈ શકતું નહોતું.

યુદ્ધ કરનાર કોઈ બીજું ન રહ્યું ત્યારે એક વાર તે વાલી સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. તે વખતે સમુદ્રકિનારે આંખો મીચી વાલી સંધ્યા કરતો હતો. રાવણે ધાર્યું કે આ સમયે વાલીને પકડીને હેરાન કરું; આંખો મીચેલી છે તેથી તે જોઈ શકશે નહિ. એમ વિચારી વાલીની પાછળ જઈને રાવણે તેને પકડ્યો, પરંતુ કોઈ રીતે તેને હલાવી શક્યો નહિ. ત્યાં તો વાલીએ સંધ્યા પૂરી કરી રાવણને પક્ષીની માફક પકડી બગલમાં દાબી દીધો. પછી તેણે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એમ ચારે સમુદ્રકિનારે બેસી એક એક વારની સંધ્યા કરી. એ રીતે બગલમાં રહેવાથી બગલના દબાણથી, ગરમીથી, પસીનાથી અને ગંધથી બિચારો રાવણ અકળાઈને બેશુદ્ધ થઈ ગયો! માત્ર મરવાનું બાકી રહ્યું. બ્રહ્માનું વરદાન ન હોત તો રાવણ ત્યાં જ પૂરો થાત. રાવણને આ સઘળું સાંભરતું હતું તેથી તેણે એકદમ ક્રોધે ભરાઈ હુકમ કર્યો: “ આ મૂર્ખના હમણાં જ કટકેકટકા કરી કાપી નાખો.”

એમ કહેતામાં તો ચાર રાક્ષસોએ આવી અંગદને પકડી લીધો. અંગદ પણ તે ચારે રાક્ષસોને બગલમાં લઈ એક જ કૂદકે છત પર ચડી બેઠો. ત્યાંથી રાક્ષસોને પછાડી, છત ભાંગીને ભૂકા કરી નાખી, તે રામ પાસે હાજર થયો.

એ પછી બંને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ શરૂ થયું. કેટલા રાક્ષસો ને કેટલા વાનરો મરવા લાગ્યા, તેની

સીમા કે સંખ્યા ન રહી! ચારે તરફ મારામારી અને કાપાકાપી સિવાય કશું સંભાળતું નહોતું. સૂર્યાસ્ત સુધી યુદ્ધ ચાલ્યું. રાત્રે પણ તે પૂરું ન થયું. યુદ્ધને સ્થાને મરેલા રાક્ષસો અને વાનરોના ડુંગરા થઈ ગયા, લોહીની નદીઓ ચાલી, પણ યુદ્ધ વિરમ્યું નહિ.

એક સ્થાને પાંચ સેનાપતિઓ અસંખ્ય રાક્ષસોને લઈને ગર્જના કરતા કરતા રામની સાથે યુદ્ધ કરે છે. તેઓ રામના બાણુથી ત્રાસીને નાસી જવા જાય છે પણ માર્ગ જડતો નથી.

એ સ્થાને અંગદ અને ઇંદ્રજિતનું યુદ્ધ ચાલે છે. અંગદે લાત મારી ઇંદ્રજિતના રથ અને ઘોડાને ભોંય ભેગા કરી દીધા. ઇંદ્રજિતે જોયું કે સામે રહી યુદ્ધ કરવું અશક્ય છે તેથી તે આકાશમાં રહી યુદ્ધ કરવા લાગ્યો. આ રીતે યુદ્ધ કરવાનું વરદાન તેને શંકરે આપ્યું હતું. જ્યારે તે આકાશમાં રહી યુદ્ધ કરતો ત્યારે તેને કોઈ જોઈ શકતું નહિ, ને તેથી તેનાં બાણુ પણ કોઈ અટકાવી શકતું નહિ; પરંતુ પોતે બધાને જોઈ શકતો ને સૌને બાણુ મારી ત્રાહિ ત્રાહિ પોકરાવતો.

આમ અદૃશ્ય રહી ઇંદ્રજિતે રામલક્ષ્મણુ ઉપર નાગપાશ બાણુ છોડ્યું. તે બાણુ છૂટતાં જ લાંબા લાંબા સર્પોથી રામલક્ષ્મણુ બંધાઇ ગયા. ઇંદ્રજિતને ન જોઈ શકવાથી તેઓ તેને અટકાવી શક્યા નહિ. એવી રીતે નાગપાશથી બાંધી ઇંદ્રજિત તેમના ઉપર એવી ક્રૂરતાથી

બાણુ મારવા લાગ્યો કે તેમના શરીરમાં એવી એક પણ જગા ન રહી કે જે બાણુથી વીંધાઈ ન હોય. અતિ ભયંકર બાણોના દુઃખથી તેઓ બેભાન થઈ ગયા ! તે જોઇ ઇંદ્રજિતે હસતાં હસતાં જઈ રાવણને કહ્યું: “ પિતાજી ! રામ અને લક્ષ્મણને હું મારી આવ્યો છું.”

આ તરફ સુગ્રીવ, હનુમાન, અંગદ, જાંબુવાન વગેરે રામની ફરતા ફરી વળી રડવા લાગ્યા. વાનરોમાં સુષેણ સારો વૈદ્ય હતો. તેણે કહ્યું: “ ક્ષીરોદ સાગરને તીરે વિશલ્ય-કરણી અને સંજીવની નામે ઔષધિ છે. ચંદ્ર અને દ્રોણ પર્વત પર તે મળી શકશે. જલદી જઈને કોઈ લઇ આવો.”

વાત ચાલે છે ત્યાં તો ભયંકર પવનની ઝડીથી ઝાડ-પાન ભાંગવા લાગ્યાં. અજગરો એકદમ દરની અંદર સંતાવા લાગ્યા. સમુદ્રનાં જંતુઓ અને આકાશનાં પક્ષીઓ ભયથી ત્રાસી ગયાં. બધાંએ જોયું તો ગરુડ આવતા હતા. તેમની પાંખોના પવનથી જ આ બધી ધમાલ થઇ રહી હતી ! ગરુડને આવતા દેખી ઇંદ્રજિતના સાપોએ વિચાર્યું કે હવે આપણો યમ આવ્યો—આપણો કાળ આવ્યો ! તેમણે જોયું કે હવે રામલક્ષ્મણને છોડીને નાસીએ તો જ બચાય. સાપ ગરુડથી બહુ જ ડરે, કારણકે સાપને જોતાં જ ગરુડ તેને પકડીને ખાઈ જાય.

ગરુડે રામ તથા લક્ષ્મણના શરીર પર હાથ ફેરવ્યો. હાથ ફેરવતાં જ શરીરની જ્વાળા જાણે ચાલી ગઈ; બાણોના ઘા પણ રુઝાઈ ગયા. તરત જ બંને ભાઈઓ

સ્વસ્થ થઇને બેઠા. તેમને લાગ્યું કે જાણે તેમનામાં સાહસ અને જોર બમણું વધી ગયું છે.

ગરુડને જોઈ રામે કહ્યું: "પક્ષીરાજ! તમે કોણ છો? ઘણા જ ભયંકર દુઃખમાંથી તમે અમને બચાવ્યા છે."

ગરુડે કહ્યું: "મારું નામ ગરુડ. ઇંદ્રજિતે તમને બાંધ્યા છે એ સાંભળી હું એકદમ આવ્યો. તમારા ઉપર મને બહુ પ્રેમ છે. આ યુદ્ધમાં તમારો જ વિજય થશે."

એમ કહી ગરુડ ચાલ્યા ગયા.

રામલક્ષ્મણને સ્વસ્થ થયેલા જોઈ વાનરોના આનંદની સીમા રહી નહિ. તેઓએ હર્ષથી કોલાહલ કરી લંકાને કંપાવી મૂકી.

વાનરોનો કોલાહલ સાંભળી રાવણે કહ્યું: "રામલક્ષ્મણ મરી ગયા છે, તો પછી વાનરો આટલો બધો આનંદ શાનો કરે છે? જુઓ જોઈએ, શું છે?"

રાક્ષસોએ જોઇ આવીને કહ્યું: "ઇંદ્રજિતે જે કર્યું હતું તે બધું ધૂળમાં મળી ગયું છે. રામલક્ષ્મણ નાગપાશના બંધમાંથી છૂટા થઈને બેઠા છે."

રાવણે કહ્યું: "શું કહો છો? ત્યારે તો બધી મહેનત ફોગટ ગઈ!" એમ કહી તેણે રામલક્ષ્મણને મારવા ધૂમ્રાક્ષને મોકલ્યો.

ગધેડાનું મુખ સિંહના અને વાઘના મુખ જેવું થઈ જાય તો તે જનાવર કેવું વિચિત્ર લાગે! તે જાતના ગધેડા ધૂમ્રાક્ષનો રથ ખેંચતા હતા. રથમાં બેસી ધૂમ્રાક્ષ

યુદ્ધ કરવા આવ્યો. સાથે મુશલ, મુદ્દગર, પરિઘ, પટ્ટીશ, અને ભિન્ડીપાલ લઈને લાખો કવચ પહેરેલા રાક્ષસો દોડ્યા. જેવી તેઓની ગર્જના, તેવો તેમનો ક્રોધ. જાણે ભૂતડાં! પશ્ચિમને દરવાજે જ્યાં હનુમાનનો પહેરો હતો ત્યાં રાક્ષસો દાંત કચકચાવતા મારમાર કરતા આવી હાજર થયા.

પ્રથમ યુદ્ધનો આરંભ હનુમાનના નાના વાનરો સાથે થયો. રાક્ષસોનાં શસ્ત્રો ધનુષ્યબાણ, શેલ, શૂલ, મુશલ, મુદ્દગર વગેરે હતાં; વાનરોનાં શસ્ત્રો ઝાડ ને પથરા. યુદ્ધ સમયે વાનરો પહેલાં પોતાનું નામ બોલે ત્યાર પછી "જય રામ" શબ્દે ઝાડ ઉઠાવીને રાક્ષસોના માથામાં મારે. કોઈ કોઈ લાતો કે મુષ્ટિપ્રહારથી રાક્ષસોની છાતી ભાંગી નાખે. નખથી રાક્ષસોનાં નાકકાને ઉઝરડા કરી જાય. એવી રીતે માર ખાતા રાક્ષસો કોઈ રીતે વાનરો સામે ટકી શક્યા નહિ.

તે જોઈ ધૂમ્રાક્ષે એવા જોસથી યુદ્ધનો આરંભ કર્યો કે વાનરોને નાસવાનો માર્ગ ન રહ્યો. પણ હનુમાન સામે એની બહાદુરી ક્યાં સુધી ટકે? હનુમાને એક પર્વતનું શિખર એવી રીતે માર્યું કે તેથી તેના રથના ચૂરેચૂરા થઈ ગયા. તે પહેલાં જ હાથમાં ગદા લઈને નીચે ઊતરી પડ્યો હતો તેથી બચ્યો. વૃક્ષો મારીને બીજા રાક્ષસોને તો ઠાર કર્યા; માત્ર ધૂમ્રાક્ષ હાથમાં ગદા લઈ ઊભો હતો. એ ગદા બહુ ભયંકર હતી. તેની ઉપર મોટા મોટા લોઢાના કાંટા હતા. છતાં તે વડે હનુમાનને તે કાંઈ કરી

શક્યો નહિ. ઊલટું હનુમાને જ પર્વતના શિખરથી તેનું માથું ભાંગી નાખ્યું.

ધૂમ્રાક્ષ પછી વજ્રદંષ્ટ્ર યુદ્ધ કરવા આવ્યો. તે ઘણું યુદ્ધ કરી છેવટે રામને હાથે મર્યો.

મોટા મોટા રાક્ષસો યુદ્ધ કરવા આવે અને વાનરો તેમને મારીને પૂરા કરે. એ રીતે યુદ્ધમાં સામે આવીને હનુમાનને હાથે અકંપન મર્યો; દ્વિવિદને હાથે નરાંતક ગયો; જાંબવાનને હાથે કુંભ નાશ પામ્યો અને નીલને હાથે પ્રહસ્ત મરણશરણ થયો. એમ અનેક યોદ્ધાઓ મૃત્યુમુખે સંચર્યા. રાક્ષસો મરવાથી વાનરોના આનંદની સીમા ન રહી. યુદ્ધમાં જેમણે વિજય મેળવ્યો તેમની પ્રશંસાનો પાર રહ્યો નહિ.

આ તરફ લંકામાં ફરી વાર યુદ્ધનાં વાજિંત્રો વાગવા લાગ્યાં. જોતજોતામાં ફરી અસંખ્ય રાક્ષસો બહાર નીકળી પડ્યા. આટલા રાક્ષસો જોઈ રામે વિભીષણને પૂછ્યું: "વિભીષણ! આટલું સૈન્ય લઈને કોણ આવે છે?"

વિભીષણે કહ્યું: "આ જેના રથના નિશાન ઉપર સિંહનું મોઢું છે તે ઇંદ્રજિત છે. જેનું શરીર ખૂબ લાંબું અને પહોળું છે તેનું નામ અતિકાય છે; તે પણ રાવણનો પુત્ર છે. જેના હાથીના ગળામાં ઘંટાનો અવાજ થાય છે તે મહોદર છે. આ પેલો લાલ રંગનો યોદ્ધો ઘોડે ચડ્યો છે તેનું નામ પિશાચ. હાથમાં શૂલ લઇ સાંઢ ઉપર ચડ્યો છે તેનું નામ ત્રિશિરા. જેના નિશાનમાં સાપનું ચિહ્ન

દેખાય છે તેનું નામ કુંભ. જેના હાથમાં પરિઘ છે તેનું નામ નિકુંભ; અને જેને માથે ધોળું છત્ર રહેલું છે તે રાવણ પોતે."

રામે કહ્યું: "રાવણ આવ્યો છે? સારું થયું. આજ હું એને સીતાને ચોરી જવા બદલની શિક્ષા કરીશ."

રાવણને જોતાં જ સુગ્રીવે એક પર્વતનું શિખર તેને માર્યું. રાવણે તે શિખરને કાપીને એક એવું બાણ માર્યું કે તેથી ચિત્કાર કરી તે જ ક્ષણે સુગ્રીવ બેભાન થઈ પડ્યો. તે જોઈને જ્યોતિર્મુખ, ગવાક્ષ, ગવય, સુષેણ, ઋષભ અને નલ યુદ્ધ કરવા દોડ્યા; પણ તેઓની શી તાકાત હતી કે રાવણ સામે ટકી શકે? બાણના ત્રાસથી કાયર થઈને વાનરો રામ પાસે જઈ ઊભા; એટલે તો રામ પોતે જ યુદ્ધ માટે તૈયાર થયા. એ સમયે લક્ષ્મણે કહ્યું: "મોટા ભાઈ! હું રાવણની સાથે યુદ્ધ કરીશ."

આ તરફ હનુમાને દોડી જઇ રાવણને કહ્યું: "આજે આ એક જ લાતથી તારા પ્રાણ કાઢીશ."

રાવણે કહ્યું: "માર જોઇએ, તારામાં કેટલું જોર છે?" એમ કહી તેણે પહેલાં જ હનુમાનની છાતીમાં એક લાત મારી. હનુમાનને ખૂબ લાગ્યું પણ તે વાળી લઈને તેમણે રાવણની છાતીમાં સામે લાત મારી તેને એકદમ ગભરાવી દીધો. ફરી રાવણે જરા સ્વસ્થ થઈને બીજી લાત મારી જે હનુમાન વાળી લઈ શક્યા નહિ.

પછી રાવણે હનુમાનને છોડી નીલની સાથે યુદ્ધ

આદર્યું. રાવણ બાણ મારે, નીલ ઝાડ અને પથ્થર મારે. એટલામાં નીલ નાનો થઈ ક્યારે રાવણના રથના નિશાન ઉપર ચડયો તે કોઈએ જાણ્યું નહિ. ત્યાંથી રાવણના મુગટ ઉપર અને ત્યાંથી ધનુષ્ય ઉપર કૂદ્યો. એ રીતે રાવણને એણે મૂંઝવી દીધો. તે જોઈ વાનરો હસવા લાગ્યા અને રાવણનો ક્રોધ હાથ ન રહ્યો. છેવટે અગ્નિબાણથી નીલને બેભાન કરી નાખી તેણે લક્ષ્મણ સાથે યુદ્ધનો આરંભ કર્યો.

લક્ષ્મણ અને રાવણનું ભીષણ યુદ્ધ લાંબો વખત ચાલ્યું. રાવણ બાણ મારે, લક્ષ્મણ તેને કાપે; વળી લક્ષ્મણ બાણ મારે અને રાવણ કાપે. એક વાર બ્રહ્માના આપેલા બાણથી રાવણે લક્ષ્મણને બેભાન કરી દીધા; પરંતુ તરત જ લક્ષ્મણ શુદ્ધિમાં આવ્યા અને રાવણનું ધનુષ્ય ભાંગી નાખ્યું; અને ત્રણ બાણ મારી તેને બેભાન કર્યો.

રાવણને ભાન આવતાં તેણે એક શક્તિ હાથમાં લીધી. એ શક્તિ તેને બ્રહ્માએ આપી હતી. તે અતિ ભયંકર અસ્ત્ર હતું. લક્ષ્મણે બાણ મારી તે કાપી નાખી, તો યે આવીને લક્ષ્મણને તે બેભાન કરી ગઈ. તુરત જ રાવણે લક્ષ્મણને ઉપાડી જવા મહેનત કરી, પણ તેના શા ભાર કે લક્ષ્મણને ત્યાંથી ઉપાડી જઈ શકે? હનુમાને આવીને એક એવી પાટુ મારી કે રાવણ લોહીની ઊલટી કરતો કરતો મૂર્છિત થઈ ગયો. આવી પાટુ તેણે કદી ખાધી ન હતી.

આ તરફ હનુમાન લક્ષ્મણને તેડીને રામ પાસે આવ્યા. ત્યાં તેમના હૃદયમાંથી શક્તિ નીકળી જવાથી તે

ફરી સ્વસ્થ થયા. તે જ ક્ષણે રાવણે શુદ્ધિમાં આવી ભયંકર યુદ્ધનો આરંભ કર્યો. રામ પોતે તેની સામે યુદ્ધ કરવા ચાલ્યા. હનુમાને કહ્યું: "મહારાજ! મારે ખભે ચડી યુદ્ધ કરો."

હનુમાન ઉપર રાવણને પહેલેથી જ બહુ ક્રોધ હતો. તેથી તેને પોતાની સામે આવેલ જોઈ ખૂબ ગુસ્સાથી તે બાણ મારવા લાગ્યો. પરંતુ રામને તે અટકાવી શકે નહિ ત્યાં સુધી માત્ર હનુમાનને બાણ માર્યે શું વળે? તેનો રથ, ઘોડા, સારથિ બધું રામે પૂરું કર્યું. રાવણને તો પ્રાણ બચાવવાની ચિંતા થઈ પડી. એટલામાં તેનો મુગટ પણ ગયો. તે પોતે હવે એટલો અકળાઈ ગયો કે તેનામાં ધનુષ્ય પકડવાની પણ શક્તિ રહી નહિ. તે જોઈ રામે કહ્યું: "તને ઘણો પરિશ્રમ થયો હોય એમ લાગે છે માટે જા, આજે તને છોડી દઉં છું. ઘેર જઈ વિશ્રાંતિ લે. વળી બીજી વાર જોઈ લેવાશે."

તરત જ રાવણ લજ્જાથી માથું નીચું કરી લંકામાં નાસી ગયો.

હવે રાવણે શું કરવું? સભા ભરી તે વિચાર કરે છે. ચારે તરફ રાક્ષસો ઊભા છે. રાક્ષસો તરફ જોઈ રાવણે કહ્યું: "આટલું કરવા છતાં છેવટે શું મારે મનુષ્યની પાસે હારવું પડ્યું? પૂર્વે જ્યારે હું તપ કરવા ગયો હતો ત્યારે બ્રહ્મા વરદાન દેવા આવ્યા. મેં કહ્યું: 'દેવ, અસુર, રાક્ષસ, એ કોઈ મને મારી ન શકે એવું વરદાન આપો.'

બ્રહ્માએ મને એ વર આપ્યો. મનુષ્યનો વિચાર એ વખતે મને ન આવ્યો. તેથી જ માગતી વખતે મેં તેનું નામ લીધું નહિ. તેનું જ આ પરિણામ છે. હું શું જાણું કે મનુષ્ય આટલો ભયંકર થઈ શકે? તમે જલદી જઈને કુંભકર્ણને જગાડો. કદાચ તે રામલક્ષ્મણને મારી શકે તો."

કુંભકર્ણ રાવણનો નાનો ભાઈ. તે ત્રણ ભાઈઓ હતા. મોટો રાવણ; તેથી નાનો કુંભકર્ણ ને સૌથી નાનો વિભીષણ. તેઓ વિશ્રવા મુનિના પુત્ર; તેમની માતાનું નામ કૈકસી. વિશ્રવાના બીજા એક પુત્રનું નામ કુબેર. રાવણ અને કુંભકર્ણના જન્મ પહેલાં જ વિશ્રવાએ કૈકસીને કહ્યું હતું: " આ બે મોટા ભાઈઓ ભયંકર રાક્ષસો થશે. પરંતુ વિભીષણ ઘણો ધાર્મિક થશે." અને પછીથી બન્યું પણ તેમ જ. રાવણ અને કુંભકર્ણના આચરણથી કોઈ સુખેથી રહી શકતા નહિ. રાવણ કરતાં પણ કુંભકર્ણ વધારે દુષ્ટ હતો. મુનિઓને જોતાં જ તેમને પકડીને તે ખાઈ જતો.

એક દિવસ કૈકસીએ કુબેરને બતાવીને રાવણને કહ્યું: "જો તો ખરો. આ કુબેર કેવો સારો છે? તું પણ એવો નહિ થા, બેટા?"

રાવણે કહ્યું: " મા! તું ગભરા નહિ. હું એના કરતાં પણ વધારે મોટો થઈશ." એમ કહી કુંભકર્ણ અને વિભીષણને સાથે લઈ રાવણ તપ કરવા ચાલ્યો ગયો.

તેનું તપ શું જેવું તેવું હતું? દસ હજાર વર્ષ પૂરાં થયાં ત્યારે બ્રહ્માએ આવી રાવણને કહ્યું: " રાવણ! હું

તારા તપથી પ્રસન્ન થયો છું. તું વર માગ."

રાવણે કહ્યું: "મહારાજ! એવો વર આપો કે કદી મારું મૃત્યુ જ થાય નહિ."

બ્રહ્માએ કહ્યું: "એવો વર આપી શકીશ નહિ. કાંઈ બીજું વરદાન માગ."

રાવણે કહ્યું: "ત્યારે એવો વર આપો કે સર્પ, યક્ષ, દૈત્ય, રાક્ષસ અને દેવતા એમાંથી કોઈ મને મારી શકે નહિ. મનુષ્ય અને બીજા તો જંતુઓ ગણાય; એમના તરફથી મને લેશ પણ ભય નથી."

બ્રહ્માએ કહ્યું: "તથાસ્તુ! સિવાય તું અમર થઈશ અને તારી મરજીમાં આવે ત્યારે તું તારું રૂપ બદલાવી શકીશ."

પછી બ્રહ્માએ વિભીષણને પૂછ્યું: "તારે શો વર જોઈએ છે?"

વિભીષણે કહ્યું: "મને એવું વરદાન આપો કે જેથી સદાકાળ મારા દિલમાં પરમાત્મા વસે અને મારી બુદ્ધિ ધર્મે જાય."

તે સાંભળી બ્રહ્મા બોલ્યા: "તથાસ્તુ, વત્સ! સિવાય તું અમર થઈશ."

પછી તેઓ કુંભકર્ણ પાસે ગયા.

એ સમયે દેવોએ તેમને અટકાવીને કહ્યું: "તમને આણ છે. એ દુષ્ટાત્માને વર દેશો નહિ. એના ત્રાસથી અમે કાયર થઈ ગયા છીએ. એ દુષ્ટ આટલા સમયમાં

સાત અપ્સરા, ઇંદ્રના દસ ચાકર અને એ સિવાય ઘણા મુનિઓને ખાઈ ગયો છે. વર ન મળતાં આટલું કરે છે ત્યારે વર મળ્યા પછી તે શું બાકી રાખશે ?"

એ સાંભળી બ્રહ્માએ એકદમ સરસ્વતીને બોલાવી કહ્યું: "તમે તુરત જઈ કુંભકર્ણની બુદ્ધિનો નાશ કરો."

બ્રહ્માની વાત સાંભળી તરત જ સરસ્વતી કુંભકર્ણની અંદર પેસી ગયાં; તેથી તેનું માથું એવું ફરી ગયું કે તે બ્રહ્માની સાથે સમજી વિચારીને વાત જ કરી શક્યો નહિ!

બ્રહ્માએ પૂછ્યું: "કુંભકર્ણ! શું જોઇએ છે?"

કુંભકર્ણે કહ્યું: "હું સદા રાતદિવસ ઊંઘ્યા જ કરું એમ ઇચ્છું છું."

બ્રહ્માએ કહ્યું: "બહુ સારું; તેમ થશે."

કુંભકર્ણની વાત અગસ્ત્ય મુનિએ આ રીતે કહી હતી. પણ આ જ વાત વિભીષણે બીજી રીતે કહી હતી. તેણે કહ્યું કે કુંભકર્ણ અત્યંત દુષ્ટ હતો તેથી બ્રહ્માએ જ તેને શાપ આપ્યો હતો કે તું છ માસ નિદ્રા લઈશ અને એક દિવસ જાગીશ. સત્ય તો ગમે તે હોય, પરંતુ ત્યારથી કુંભકર્ણ કેવળ નિદ્રાધીન જ રહેતો હતો.

કુંભકર્ણને હવે રાક્ષસો જગાડવા ચાલ્યા.

એક પર્વતની ગુફાની અંદર કુંભકર્ણનું શયનગૃહ હતું. તે ઘણું સુંદર હતું. તળિયું સોનાથી જડેલું હતું અને દીવાલોની કારીગરી અતિશય મોહક હતી. ગુફા

એક યોજન પહોળી હતી, અને તેનો દરવાજો પણ ખૂબ મોટો હતો; નહિ તો કુંભકર્ણ અંદર જાય શી રીતે? તેનું શરીર એટલું મોટું હતું કે તે બિછાનામાં સૂતો ત્યારે પણ એક મોટા પર્વત જેવડો દેખાતો. તેના શ્વાસોચ્છ્વાસની ઝડપથી રાક્ષસો પણ ચાલતાં ચાલતાં પડી જતા!

નિદ્રામાંથી જાગતાં જ તેને અતિશય ભૂખ લાગતી. તેથી તે જાગ્યા પહેલાં તેની પાસે સૂવર, હરણ, પાડા વગેરેનું માંસ ઢગલાબંધ મૂકવામાં આવતું; નહિ તો જે જગાડવા જાય તેને જ પ્રથમ તે ખાઈ જાય! જાગીને પહેલું કામ તે આહાર કરવાનું કરતો. આથી સૌએ પ્રથમ તેના આહારની તૈયારી કરી. પછી તેને શરીરે ચંદન અત્તર લગાડી ગુફામાં ધૂપ કરી રાક્ષસો બરાડા પાડવા લાગ્યા. જાતજાતની બૂમો ને જાતજાતના શબ્દો કરવા લાગ્યા. જેનો અવાજ સાંભળતાં જ કાન ફાટી જાય, તેવા કેટલાયે મોટા મોટા શંખો લાવી એકીસાથે વગાડ્યા. હજારો રાક્ષસો મળીને પોતાથી બને તેટલા જોરથી બૂમો પાડવા લાગ્યા. હાથ ઠબકારતા જાય અને ઘોર બરાડા પાડતા જાય. તે વખતનો દેખાવ કેવો હશે એ વર્ણવી શકાતો નથી.

આ બધા ભયંકર અવાજો એકસામટા કર્યા, એનો કોલાહલ કેવો મચ્યો હશે? એટલા શબ્દથી તો ઊડતાં પક્ષીઓ પણ થરથરી નીચે પડે. જાણે એકી સાથે સો મેઘ ગર્જે છે! એવો કોલાહલ કરી તેઓ કુંભકર્ણને

ઢંઢોળવા લાગ્યા, પરંતુ કુંભકર્ણની નિદ્રા તેથી ભાંગી નહિ.

ત્યાર પછી દસ હજાર રાક્ષસોએ મળીને તેને લાતો, ગદા અને પથ્થરથી ઘોંકાવ્યો છતાં પણ કુંભકર્ણ જાગ્યો નહિ; ઊલટો એથી તેને આરામ જણાવા લાગ્યો, કારણ તેથી તો તે એવાં નસકોરાં બોલાવવા લાગ્યો કે ત્યાં ઊભા રહેવું જ મુશ્કેલ થઈ પડયું !

વળી બધાએ સાથે મળી ગર્જના કરી. શંખ, ભેરી અને નગારાં વગાડી મુદ્‌ગરના ઠોંસા મારી તેને જગાડવા મહેનત કરી. ઉપરાંત અનેક હાથી, ઘોડા અને ઊંટ લાવી તેના ઉપર ચલાવ્યા, તેથી પણ જ્યારે તેની નિદ્રા ભાંગી નહિ ત્યારે તેમણે તેના વાળ ખેંચી કાન આમળીને તેમાં પાણી રેડયું. પણ કુંભકર્ણ કોઈ રીતે જાગ્યો નહિ.

આખરે રાક્ષસોએ એક સાથે હજાર હાથી ચલાવવાનો આરંભ કર્યો. આ વખતે કુંભકર્ણને લાગ્યું કે જાણે કોઈ પ્રેમથી તેનું શરીર ચાંપે છે. તરત જ તેણે આંખ ઉઘાડીને એક બગાસું ખાધું.

તેને બગાસું ખાતો જોઈ કોના ભાર કે તેની સામે ઊભું રહી શકે ? તરત જ રાક્ષસો ઉતાવળા ઉતાવળા તેને સૂવર અને પાડાના માંસનો ડુંગર જેવડો ઢગલો બતાવી શ્વાસભેર કયાં ય દોડી ગયા ! કુંભકર્ણે માંસનો પર્વત અને લોહી ભરેલાં વાસણો જોઈ આનંદમાં આવી સઘળાંને એક પલકમાં ખલાસ કર્યાં.

આ દરમિયાન રાક્ષસો દૂર દૂર જઈ ઊભા રહ્યા હતા.

જ્યારે તેમને લાગ્યું કે હવે કુંભકર્ણની ભૂખ શાંત થઈ છે ત્યારે તેઓ પાસે જઇને પ્રણામ કરી ઊભા રહ્યા. કુંભકર્ણની આંખો હજુ ઊંઘભરી હતી. તેણે રાક્ષસો તરફ મીચાની આંખે ગાંડા માણસની જેમ જોયું ને પૂછ્યું: "મને જગાડ્યો કોણે? કશી આફત આવી છે કે શું?"

મંત્રી યૂપાક્ષ ત્યાં હાજર હતો. હાથ જોડીને તે બોલ્યો: "મહારાજ! મનુષ્ય અને વાનરોએ આવીને લંકાને ધૂળધાણી કરી નાખી છે."

તે સાંભળી કુંભકર્ણે કહ્યું: "ત્યારે પહેલાં હું મનુષ્ય અને વાનરોને ખાઇને પછી જ ભાઈની પાસે આવીશ."

રાક્ષસોએ કહ્યું: "એક વાર મહારાજને મળીને પછી યુદ્ધમાં જાઓ તો સારું."

મંત્રીના કહેવાથી કુંભકર્ણ રાવણ પાસે ચાલ્યો.

જતી વખતે તેનું વિશાળ શરીર અને વિકટ ચહેરો જોઈ વાનરો કેવો ભય પામ્યા હતા તેનું શું કહેવું? તેમાંથી કોઇએ જઈને રામની પાસે આશ્રય લીધો તો કોઈ જમીન ઉપર ઢળી પડ્યા; બીજાઓ બબ્બે ઠેક મારી કોણ જાણે ક્યાં ય ચાલ્યા ગયા. વિસ્મય પામી રામે વિભીષણને પૂછ્યું: "આ વળી કોણ છે? આવી જાતનું પશુ તો ક્યારે ય દેખ્યું નથી. એ રાક્ષસ છે કે દૈત્ય?"

વિભીષણે કહ્યું: "એ મારો ભાઈ અને વિશ્રવા મુનિનો પુત્ર છે. એનું નામ કુંભકર્ણ. જન્મતાં જ એ એટલાં બધાં માણસોને ખાઈ ગયો કે એના ભયથી બધા

ઈંદ્ર પાસે ગયા. ઇંદ્રે કુંભકર્ણને વજ્ર ઉપાડીને માર્યું ત્યારે સામે કુંભકર્ણે એરાવતનો દાંત ખેંચી લઈ તેના જ પ્રહારથી ઇંદ્રને બેભાન કરી દીધો. કુંભકર્ણનો અત્યાચાર જોઈ બ્રહ્માએ કહ્યું: "તું માત્ર નિદ્રા જ લીધા કરીશ." એથી પૃથ્વીના માણસો આનંદ પામ્યા ખરા, પણ રાવણે દુ:ખી થઈ બ્રહ્માને વિનતિ કરી: "પ્રભુ! કુંભકર્ણ આપના કુળનો પુત્ર છે. તેને આવી રીતે શિક્ષા કરવી આપને શું ઉચિત છે? કૃપા કરી એના જાગવાનો ઉપાય બતાવો." બ્રહ્માએ કહ્યું: "તે છ માસ નિદ્રા લેશે; ત્યાર પછી એક દિવસ જાગશે." આ કુંભકર્ણને આજે રાવણે ખૂબ કરી જઈને જગાડ્યા છે."

આ સાંભળી રામે વાનરોને કહ્યું: "તમે સાવધાન થઈ યુદ્ધને માટે તૈયાર થાઓ." વાનરો તુરત મોટા મોટા પર્વતો લઈ લંકાનો દરવાજો અટકાવી ઊભા.

આ તરફ કુંભકર્ણે રાવણની પાસે જઈને પૂછ્યું: "મહારાજ! મને કેમ જગાડ્યો છે? મારું શું કામ છે?"

રાવણે કહ્યું: "ભાઈ! તું તો માત્ર ઊંઘ્યા જ કરે છે. કંઈ પણ ખબર રાખતો નથી. દશરથના પુત્ર રામે વાનરો લઈ આવીને લંકાને પાયમાલ કરી નાખી છે. મોટા મોટા વીર પુરુષો તેને હાથે માર્યા ગયા છે. લંકામાં હવે બીજો કોઈ યોદ્ધો રહ્યો નથી, તેથી તને જગાડ્યો છે. તું જો એને મારી શકે તો જ આપણે બચશું."

પહેલાંની પણ બધી વાત સાંભળી લીધા પછી કુંભ-

કર્ણે કહ્યું: “ ભાઇ ! તમે સમજ્યા વિચાર્યા વિના બધું કર્યું તેનું આ પરિણામ આવ્યું છે. બીજાઓએ આપને આટઆટલા સમજાવ્યા તો પણ આપ કેમ માન્યા નહિ ? વિભીષણે જેમ કહ્યું તેમ કર્યું હોત તો આવું થાત નહિ.”

રાવણ એથી ગુસ્સે થઈને બોલ્યો: “ તારે એટલી બધી પંચાતનું શું કામ છે ? જે હું કહું છું તે કર. જાણતો નથી કે હું તારો મોટો ભાઈ છું ? મોટો ઉપ-દેશ દેવા આવ્યો છે તે !”

તે સાંભળી કુંભકર્ણે કહ્યું: “ મને જે સાચું લાગે છે તે હું કહું છું. મોટા ભાઈ હોય તેથી શું તેને સાચી વાત કહેવી નહિ ? થયું તે થયું. હવે હું જીવતો છું; ત્યાં સુધી તમારે શો ભય છે ? હમણાં જ હું એ બધાને મારી નાખું છું.”

આથી રાવણ ખૂબ ખુશી થઈને બોલ્યો: “ ભાઈ! તારા જેવો બીજો કયો વીર છે ? તેથી જ તો એ સર્વનો નાશ કરવા તને જગાડ્યો છે. તું જલદી જા; જલદી જઈને રામલક્ષ્મણ અને તેના આખા સૈન્યને ખાઈ જા.”

ત્યાર પછી રાવણે પોતાને હાથે કુંભકર્ણને યુદ્ધનો પોશાક પહેરાવ્યો. તેની સાથે કેટલું સૈન્ય હતું તેની સંખ્યા ન હતી. જ્યારે કુંભકર્ણ હાથમાં શૂલ લઈ લંકા બહાર નીકળ્યો ત્યારે વાનરો “ બાપરે ! ” કહેતા ઊંચે શ્વાસે દોડ્યા. એક વાર કુંભકર્ણને દીઠા પછી બીજી વાર જોવા પણ કોઈ ઊભા રહ્યા નહિ !

અંગદ પણ તેમને સહેલાઈથી પાછા વાળી શક્યો નહિ. એક વાર મહામહેનતે તેણે વાનરોને પાછા વાળ્યા; પણ તે ભયંકર રાક્ષસની સામે ટકી રહેવું સહેલું ન હતું. સાક્ષાત્ યમરાજ પર્વત લઈ ને યુદ્ધ કરવા આવે તો તેને પણ બેચાર પથ્થર ફેંકીને મારી નાખે એવી શક્તિ વાનરોમાં હતી; પરંતુ આ આપત્તિ તો યમથી પણ ભયંકર હતી! કારણ કે આ દુરાત્મા તો વાનરને દેખતાં જ પકડીને મીઠાઈની જેમ તેમને મોંમાં જ મૂકતો હતો! યમ એમ તો ન કરે? પણ એ ભય નાના વાનરોને જ લાગ્યો; મોટાઓને નહિ,

મોટાઓ પૈકી દ્વિવિદે શિલાઓ મારીને ઘણા રાક્ષસોને માર્યા. હનુમાને પણ પર્વતોનાં શિખરો અને વૃક્ષો લઈ કુંભકર્ણ સાથે ભારે યુદ્ધ કર્યું, પરંતુ કુંભકર્ણના શૂલ પાસે તેનાં ઝાડપહાડ કાંઈ કરી શક્યાં નહિ. તે જોઇ હનુમાને એક મોટા પર્વતનું શિખર લઇ એવા જોરથી માર્યું કે તે બેભાન થઇ ગયો. કુંભકર્ણે થોડો સમય રહી હનુમાનના હૃદયમાં એવી શક્તિ મારી કે તે વેદનાથી બૂમો પાડવા લાગ્યા.

એ પછી ઋષભ, શરભ, નીલ, ગવાક્ષ અને ગંધમાદન એ પાંચ જણા મળીને કુંભકર્ણને મારવા લાગ્યા. પણ તેઓ કુંભકર્ણને શું કરે? ખૂબ જોસમાં આવીને તેને નખ મારે, બટકાં ભરે, લાત મારે, પાટુ મારે, ઝાડ-પથ્થર મારે, જે મારે તેમાં કુંભકર્ણને તો આરામ જ લાગે;

જાણે કે તેના શરીર ઉપરથી કોઈ માખીઓ જ ઉડાડે છે !

પણ પછી જ્યારે કુંભકર્ણે બગલમાં દબાવીને વાનરોને મારી નાખવાનો આરંભ કર્યો, ત્યારે તેમની બિચારાની દુર્દશાનો પાર રહ્યો નહિ !

એક સાથે હજાર હજાર વાનરો કુંભકર્ણને મારે છતાં તેને કશું કરી શકે નહિ; ને કુંભકર્ણ તો તરત જ તેમને પકડી મોઢામાં મૂકે ! અને વાનરો પણ પાછા તેના નાકના કાણામાંથી બહાર કૂદે. અંગદે પણ ઘણું યુદ્ધ કર્યું, પરંતુ તે ય ફાવ્યો નહિ. એક વાર તેણે લાત મારી કુંભકર્ણને બેભાન કર્યો, પણ તરત જ સામે કુંભકર્ણે એક મુક્કો લગાવીને અંગદનેજ બેભાન કરી નાખ્યો.

અંગદને બેભાન થયેલો જોઈ સુગ્રીવ હાથમાં પહાડ લઈ ધસી આવ્યો, પણ કુંભકર્ણના શરીરે અથડાતાં જ પહાડના કટકેકટકા થઈ ગયા. ત્યાર પછી કુંભકર્ણ શૂલ લઈને મારવા તૈયાર થયો. જો હનુમાને જલદી જઈ તે શૂલ ભાંગી નાખ્યું ન હોત તો સુગ્રીવનું હૃદય તે વખતે વીંધાઈ જાત. શૂલ ભાંગવા છતાં પણ કુંભકર્ણે સુગ્રીવને છોડ્યો નહિ. તેને પર્વતના શિખરના ઘાથી બેભાન કરી રાક્ષસોને દેખાડવા લંકામાં લઈ ગયો.

લંકાની અંદર જતાં જ સુગ્રીવને ભાન આવ્યું. તેણે વિચાર કર્યો: "આ વખતે કુંભકર્ણને બરાબર હેરાન કરવા માટે યુક્તિ રચવી જોઈએ." બંને હાથથી તેણે કુંભકર્ણના બે કાન અને દાંતથી તેનું નાક એવા જોસથી

ખેંચ્યાં કે બસ! તે વખતે કુંભકર્ણ કેવા ચમકી ગયો હશે અને તેનું મુખ કેવું ગભરાઈ ગયું હશે, તેમ જ એણે કેટલી ઉતાવળથી સુગ્રીવને નીચે ફેંકી દીધો હશે એ કહેવાની જરૂર નથી. તે ધમાલમાં સુગ્રીવ પણ એ કૂદકે ત્યાંથી ઊપડી ગયો.

કુંભકર્ણનો ચહેરો એક તો પહેલેથી જ ભયંકર હતો; તેમાં વળી હવે નાકકાન વિનાનો થયો એટલે તો તે વધારે ભયંકર દેખાવા લાગ્યો. વળી વેદનાથી તે એવો તો ગુસ્સે થઈ ગયો હતો કે હવે તે રાક્ષસ કે વાનરને ઓળખી શકતો નહોતો. રાક્ષસને પણ પકડીને તે મોઢામાં મૂકતો હતો, તેથી વાનરોને વધારે આશ્ચર્ય લાગે તેમાં નવાઈ ન હતી. તે જોઈ લક્ષ્મણ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો.

કુંભકર્ણે લક્ષ્મણને કહ્યું: "લક્ષ્મણ, તું તો બાળક છે. તું સાહસ કરી મારી સાથે યુદ્ધ કરવા આવ્યો છે તેથી હું બહુ સંતુષ્ટ થયો છું. પણ હું તો રામને મારવા આવ્યો છું, તેથી તારી સાથે યુદ્ધ કરીશ નહિ." એમ કહી તે રામની સાથે લડવા લાગ્યો.

રામના એક જ બાણથી તેના હાથ માંહેની ગદા હેઠે પડી ભાંગી ગઇ. તેની પાસ હવે બીજું અસ્ત્ર રહ્યું નહિ, તેથી તે પર્વતનાં શિખરો ઉપાડી યુદ્ધ કરવા લાગ્યો. બીજી તરફ મોટા મોટા વાનરો જઈને તેની ગરદન ઉપર ચડી ગયા. કુંભકર્ણ હવે યુદ્ધ કરે કે વાનરોને હાંકી કાઢે?

રામનાં બાણો લાગવા છતાં તે કાયર થયો નહિ.

જે બાણે વાલી મર્યો હતો તે બાણ પણ તેણે સહી લીધું. એટલામાં તેણે કોઈનું મુદ્દગર ઉપાડી લીધું, અને એ મુદ્દગરથી તે રામનાં બાણો ઉલટાવવા તથા વાનરોને પણ મારવા લાગ્યો. તે જોઈ રામે પવનાસ્ત્ર મારી મુદ્દગર સહિત તેનો હાથ કાપી નાખ્યો. તો પણ તે દોડી આવ્યો, અને એક બીજા હાથમાં તાલવૃક્ષ લઈ રામને મારવા ધસ્યો. રામે ઇંદ્રાસ્ત્ર મારી તેનો બીજો હાથ કાપી નાખ્યો.

ત્યાર પછી રામે અર્ધચંદ્ર બાણ મારી તેના બંને પગ કાપી નાખ્યા; તો પણ તે આળોટતો આળોટતો રામને ગળવા આવ્યો. એટલે પહેલાં તો રામે ઘણાં બાણ મારી તેનું મુખ બંધ કરી દીધું; પછી ઇંદ્રાસ્ત્ર મારીને તેનું માથું ઉડાવી દીધું.

કુંભકર્ણને મૃત્યુ પામતો દેખી રાક્ષસો ભયથી ચિત્કાર કરવા લાગ્યા. દેવો, ગંધર્વો તેમ જ ઋષિમુનિઓ તેના મૃત્યુથી પ્રસન્ન થયા. આ કોલાહલથી આકાશ ગાજી ઊઠ્યું.

રાવણે જ્યારે સાંભળ્યું કે કુંભકર્ણનું મૃત્યુ થયું છે ત્યારે તેના દુઃખનો પાર ન રહ્યો. પ્રથમ તે બેભાન થઈ ગયો. શુદ્ધિ આવ્યા પછી તે રોતો રોતો બોલ્યો: "હાય હાય! મને સમજાવ્યા છતાં મેં વિભીષણનું અપમાન કર્યું, તેની શિક્ષા મને અત્યારે મળે છે. મારું સર્વસ્વ ગયું!" એમ કહી તે ફરી વાર મૂર્ચ્છિત થઈ ઢળી પડ્યો.

રાવણનું દુઃખ જોઈ તેના પુત્ર ત્રિશિરાયે કહ્યું: "પિતાજી, આટલું દુઃખ શું કામ લગાડો છો? હું જ

રામલક્ષ્મણને મારી નાખું છું." તે સાંભળી દેવાન્તક, નરાન્તક અને અતિકાય નામના રાવણના બીજા ત્રણ પુત્રો અને મહોદર અને મહાપાર્શ્વ નામના બે કાકાઓએ પણ કહ્યું: "અમે પણ યુદ્ધમાં જઈશું."

આ છ જણાઓએ આવીને પહેલાં તો નાના નાના વાનરોને ખૂબ ભયભીત કરી મૂકયા. પરંતુ થોડી જ વારમાં હનુમાન, નીલ, અંગદ અને ઋષભે આવીને અતિકાય સિવાયના બધાનો નાશ કર્યો.

અતિકાયે તો તપ કરીને બ્રહ્મા પાસેથી એક રથ અને અનેક અસ્ત્રો મેળવ્યાં હતાં. તેના કવચને તો કોઈ પણ ભેદી શકે નહિ. તે કવચનું નામ અક્ષય કવચ. આ બધાં કારણોને લીધે અતિકાય લક્ષ્મણ સામે લાંબા વખત સુધી ટકી શકયો. લક્ષ્મણે તેને ઘણાં બાણો માર્યાં પરંતુ એકે ય બાણ તેના કવચને ભેદી શકયું નહિ. એ સમયે પવને આવી લક્ષ્મણના કાનમાં કહ્યું: "બ્રહ્માસ્ત્ર મારો! અન્ય અસ્ત્રે તે રાક્ષસ મરશે નહિ કારણકે તેણે શરીરે અક્ષય કવચ ધારણ કરેલું છે."

આ સાંભળી લક્ષ્મણે બ્રહ્માસ્ત્ર છોડયું. તે અસ્ત્રને અટકાવવા અતિકાયે ઘણા પ્રયત્નો કર્યા; કેટલીય શક્તિ, કેટલીય ગદા અને કેટલાંય શૂલ માર્યાં; પરંતુ તેથી કાંઈ બ્રહ્માસ્ત્ર અટકે? જોતજોતામાં અતિકાયનું માથું તેના ધડથી જુદું પડયું ને તેના બે ભાગ થઈ ગયા.

એ પછી ફરી વાર ઇંદ્રજિત યુદ્ધ કરવા આવ્યો.

ઇંદ્રજિત આકાશમાં વાદળાંની પાછળ ચોરની જેમ અદૃશ્ય રહી યુદ્ધ કરતો હતો. તે બધાને બાણ મારતો પણ કોઈ તેને કાંઈ કરી શકતું નહિ. તેનાં બાણોના ઘાથી બધા વાનરો મૂર્છિત થઈ ગયા. એથી રાક્ષસો ખૂબ ખુશી થઈ જાય એમાં શી નવાઈ? તેમણે નાચતાં નાચતાં લંકામાં જઈ કહ્યું: "આ વખતે તો એને મારીને આવ્યા છીએ."

આ તરફ રામ, લક્ષ્મણ, સુગ્રીવ, અંગદ, જાંબવાન, બધા મૂર્છિત થઈ ગયા; માત્ર વિભીષણ અને હનુમાનને મૂર્છા આવી નહોતી. તે બન્ને જણા મશાલ લઈ બધાને શોધતા ફરવા લાગ્યા. તે અંધકારમય રાત્રિએ કરોડો વાનરો યુદ્ધભૂમિ ઉપર પડ્યા હતા; એમાંથી કોઈ એકાદને શોધવો એ શું સહેલું હતું?

ઘણી શોધ કરતાં તેમણે એક સ્થળે જાંબવાનને જોયો. વિભીષણે પૂછ્યું: "જાંબવાન! તમે બચ્યા છો?"

તે સાંભળી જાંબવાને ઘણા દુઃખથી જવાબ આપ્યો: "મારી આંખમાં બાણ વાગ્યું છે તેથી કશું જોઈ શકાતું નથી; માત્ર આપના અવાજ ઉપરથી જણાય છે કે આપ વિભીષણ છો. હનુમાન જીવતા છે?"

વિભીષણે કહ્યું: "જાંબવાન! તમે રામલક્ષ્મણના કે અન્ય કોઈના ખબર ન પૂછતાં માત્ર હનુમાનના જ ખબર કેમ પૂછો છો?"

જાંબવાને કહ્યું: "કેમકે હનુમાન જો જીવતા હશે તો સૌને જીવતા કરી શકશે. જો તે મરી જાય તો પછી

આપણે હાથ કશો ઉપાય નહિ રહે.”

હનુમાને જાંબવાનને પ્રણામ કર્યા. જાંબવાને હનુમા-નને ઓળખી કહ્યું: “ બેટા ! તારા સિવાય અમારું આ સમયે કોઈ નથી. પ્રયત્ન કરીશ તો બધાને બચાવી શકીશ. હિમાલયની પેલી પાર ઋષભ ને કૈલાસ નામે પર્વત છે. એ બે પર્વતની વચ્ચે ઓષધિનો એક પર્વત છે. ત્યાં વિશલ્યકરણી, મૃત્યુસંજીવની, સુવર્ણકરણી અને સંધાની એ ચાર ઓષધિઓ છે; જલદી જઈને તે તું લઈ આવ.”

હનુમાન તરત જ ઓષધિ લેવા ચાલ્યા. હિમાલય પર્વત પાર થયા પછી કૈલાસ પર્વત અને તેની પાસે જ ઓષધિનો પર્વત હતો. એટલું દૂર જતાં હનુમાનને જરા યે વાર લાગી નહિ. પણ ત્યાં જઈને જોયું કે ઓષધિ શોધી કાઢવી બહુ મુશ્કેલ છે. કારણ હનુમાન ગયા ત્યારે તો ઓષધિનું ઝાડ ઝળહળી રહ્યું હતું, ને તેના ઉપર દીવાઓ પણ બળી રહ્યા હતા; પરંતુ પાસે આવતાં તે ક્યાં સંતાઈ ગયું તેની ખબર પડી નહિ.

આથી હનુમાન ગુસ્સે થઈને બોલ્યા: “ ઠીક છે; હવે હું આખો પર્વત જ ઉપાડી જાઉં છું.” એમ કહી ઝાડ, પથ્થર, હાથી, ગેંડા વગેરે સહિત તે પહાડને એવો આંચકો માર્યો કે આખો પર્વત ઊથલી પડયો. ત્યાર પછી તેને પોતાને માથે મૂકી લંકામાં જવું એ તો હનુમાનને માટે એક ક્ષણનું કામ હતું.

ઓષધિ લાવ્યા પછી તે કોઈને ખવરાવવાની જરૂર

રહી નહિ. એવી આશ્ચર્ય પમાડે એવી તે ઔષધિ હતી કે તેની વાસથી જ બધા ઊઠીને બેઠા થયા; જાણે ઊંઘમાંથી ઊઠ્યા હોય ! પાસે જ અનેક રાક્ષસો મરી ગયેલા પડ્યા હતા. ઔષધિના ગુણથી તેઓ પણ જીવતા ન થાય તે માટે ત્યાં હતા તે સઘળાને ઉપાડીને સમુદ્રમાં નાખી દેવા પડ્યા, જેથી ઔષધિની સુવાસ તેમના નાક સુધી પહોંચે નહિ, અને કોઇ જીવતો પણ થાય નહિ.

બધા વાનરો ઊઠીને બેઠા થયા. ઔષધિનું કામ પૂરું થયું ત્યારે હનુમાન પર્વતને જ્યાં હતો ત્યાં મૂકી આવ્યા. બીજે દિવસે સંધ્યાસમયે તો હાથમાં મશાલો લઈને બીજી વાર લંકા સળગાવવા માટે વાનરોનાં ટોળેટોળાં લંકામાં પેઠાં. હનુમાન પહેલી વાર આખી લંકા બાળી શક્યા ન હતા, પણ આ સમયે કશું બાકી રાખ્યું નહિ. રાક્ષસો વાનરોને અટકાવે ક્યાંથી ? તેઓ પોતે જ નાસવાની ધમાલમાં પડ્યા હતા. તેઓની તે સમયની બૂમો એક સો યોજન સુધી સંભળાતી હતી.

હજુ તો લંકા હડહડ બળતી હતી ત્યાં બીજી તરફ રાત્રે જ યુદ્ધનો આરંભ થયો. આ વખતે રાક્ષસોના સેનાપતિ કુંભ, નિકુંભ, યૂપાક્ષ, શોણિતાક્ષ અને પ્રજંઘ બન્યા હતા.

તે રાત્રે રાક્ષસો અને વાનરો વચ્ચે બહુ ભયંકર યુદ્ધ જામ્યું; પરંતુ વાનરોની સામે રાક્ષસો ટકી શક્યા નહિ. અંગદ, દ્વિવિદ અને મૈંદે, યૂપાક્ષ, પ્રજંઘ અને શોણિતાક્ષ

સાથે ઘણો સમય યુદ્ધ કરી તેમને મારી નાખ્યા.

કુંભે જોયું કે વાનરો રાક્ષસોને મારી પૂરા કરે છે એટલે તેણે ધનુષ્યબાણ લઈ યુદ્ધ કરવાનો આરંભ કર્યો. તે સમયે તેની સામે કોઈ ટકી શક્યું નહિ. મૈંદ, દ્વિવિદ અને અંગદ વગેરે બધા તેનાં બાણો વડે બેભાન થઈ ગયા. તેનાં બાણો એવી રીતે છવાઈ રહ્યાં હતાં કે જાંબવાન અને સુષેણ ત્યાં આવ્યા ત્યારે બાણોને લઈને કશું જોઈ શક્યા નહિ. ત્યાર પછી સુગ્રીવે આવી ઝાડ અને પથ્થરોનો વરસાદ વરસાવ્યો પરંતુ તેથી કુંભને કાંઈ થયું નહિ. એટલે સુગ્રીવે તેનું ધનુષ્ય છીનવી લીધું.

ધનુષ્ય જતાં કુસ્તીની શરૂઆત થઈ. કુંભે આવી એકદમ સુગ્રીવને પકડ્યો. સુગ્રીવ અને કુંભનું મલ્લયુદ્ધ ઠીક જામ્યું. છેવટે સુગ્રીવે કુંભને સમુદ્રના જળમાં ફેંકી દીધો. પરંતુ કુંભ એમ હઠી જાય તેવો ન હતો. તેણે ભીંજાયેલે શરીરે પાછા આવી સુગ્રીવની છાતીમાં એક લાત મારી. સુગ્રીવને પણ તેનો બદલો વાળવાની જરૂર લાગી. સુગ્રીવની છેવટની એક પાટુથી કુંભના પ્રાણ નીકળી ગયા એટલે વિશેષ યુદ્ધ કરવું પડ્યું નહિ.

આ તરફ ભાઈના મૃત્યુથી નિકુંભ ક્રોધથી સળગી ઊઠ્યો. તેના હાથમાં એક ભયંકર પરિઘ હોવાથી તેની બીકથી કોઇ તેની પાસે શઈ શક્યું નહિ. નિકુંભ પરિઘ લઈ હનુમાનને મારવા આવ્યો, પણ હનુમાન પરિઘથી ડરી જાય એવા ક્યાં હતા? પરિઘનો ભય તો બાજુએ

રહ્યો, ઊલટું લાગતાંવેંત પરિઘના જ કટકા થઈ ગયા, અને હનુમાનની એક લાતથી નિકુંભના કવચના ટુકડે-ટુકડા થઈ ગયા.

તરત જ નિકુંભે યુક્તિ કરીને એકદમ હનુમાનને પકડી દોટ દીધી; પણ હનુમાન તેનાથી એમ છેતરાય? તેમણે નિકુંભને જોરથી મુષ્ટિપ્રહાર કર્યો અને તેના હાથમાંથી છૂટી ગયા. ત્યાર પછી ઘોર ગર્જના કરી નિકુંભને નીચે નાખી દઈ હનુમાન તેની છાતી પર ચઢી બેઠા. તે વખતે નિકુંભની બૂમો કોણ સાંભળે? તેને ઝાઝો વખત બૂમો પાડવી પડી નહિ; બીજી જ ક્ષણે હનુમાને તેનું માથું ધડથી જુદું કર્યું.

ત્યાર પછી યુદ્ધ કરવા માટે ખરનો પુત્ર આવ્યો; તેનું નામ મકરાક્ષ. તેના યુદ્ધની વાત શી કહેવી? રામે હસતાં હસતાં થોડાંક બાણ માર્યાં એટલે એના પ્રાણ ચાલ્યા ગયા.

હવે રાવણ કોને મોકલે? ઇંદ્રજિત સિવાય બીજું કોઈ રહ્યું ન હતું, તેથી ઇંદ્રજિત ફરી વાર યુદ્ધ કરવા આવ્યો. ઇંદ્રજિતનું યુદ્ધ તો જાણીએ છીએ. તેણે ચોરની જેમ યુદ્ધ કરી ખૂબ કષ્ટ આપ્યું ત્યારે લક્ષ્મણે રામને કહ્યું: " મોટા ભાઈ! બ્રહ્માસ્ત્ર ફેંકીને એક સાથે જ બધા રાક્ષસોને કેમ પૂરા નથી કરતા?"

રામે કહ્યું: "જે યુદ્ધ કરવા આવ્યો હોય તેને મરાય; જે યુદ્ધ નથી કરતો તેને મારવો એ શું ઉચિત છે?

તો પણ આજ ઇંદ્રજિત હવે જીવતો જશે નહિ. આજ જો તે પાતાળમાં જઈ સંતાશે તો પણ તેને મારી નાખીશ."

આ સાંભળી ઇંદ્રજિત તુરત જ ત્યાંથી ચાલ્યો ગયો; પણ થોડી વારે એક સ્ત્રીને રથમાં બેસાડી પાછો આવ્યો. તે સ્ત્રી દેખાવમાં બરાબર સીતા જેવી જ હતી, પરંતુ મૂળે તો તે રાક્ષસની માયા હતી. તે માયાવી સીતાને ચોટલે પકડી ઇંદ્રજિત મારવા જાય છે અને માયાવી સીતા "હા રામ!" કરી બૂમ પાડે છે. એ દેખાવ હનુમાનથી સહેવાયો નહિ. તેણે કહ્યું: "દુષ્ટ! જો તું સીતાને મારીશ તો તને પણ હમણાં જ યમપુરીમાં પહોંચાડીશ." એટલું કહી હનુમાન તેની પાસે પહોંચે ત્યાં તો ઇંદ્રજિતે માયાવી સીતાનું માથું કાપી નાખ્યું ને કહ્યું: "આ જો તારી સીતાને તો મારી નાખી છે."

આથી હનુમાને ક્રોધ અને દુઃખથી ભાન ભૂલી રાક્ષસો સાથે ભયંકર યુદ્ધનો આરંભ કર્યો! પરંતુ થોડી વાર પછી તેને વિચાર આવ્યો કે સીતા મરી ગયાં છે; ત્યારે હવે કોને માટે યુદ્ધ કરવું?

ઇંદ્રજિતે સીતાને મારી નાખ્યાં એ સમાચાર સાંભળી રામ દુઃખથી વ્યાકુળ થઈ ગયા. જો વિભીષણ ત્યાં ન હોત તો તેમને શાંત કરવાનું અસંભવિત હતું.

વિભીષણે બધી વાત સાંભળી રામને કહ્યું: "સીતાને રાવણ મારી શકે નહિ. જેનું મૃત્યુ થયું છે એ નક્કી માયાવી સીતા છે, અને તેને તમે ખરેખરાં સીતા ધારી રોવા બેઠા

છો. અત્યારે ઇંદ્રજિત યજ્ઞ કરવા ગયો છે. જો તે યજ્ઞ પૂરો કરશે તો પછી કોઈ તેને જોઈ શકશે નહિ; તેથી બધા તેની પાસે હારી જશે. યજ્ઞ પૂરો ન થાય તો તેને પોતાને જ મરવું પડશે. તેના યજ્ઞમાં વાનરો ભંગાણુ ન પાડે માટે સૌને ભુલાવામાં નાખવા માટે તેણે આમ કર્યું છે. આ યજ્ઞ પૂરો કર્યા પહેલાં જ તેને મારવો જોઈએ. લક્ષ્મણ! મારી સાથે ચાલો. તમારા સિવાય કોઈ આ કામ કરી શકશે નહિ." એમ કહી લક્ષ્મણને સાથે લઈ વિભીષણ યજ્ઞ અટકાવવા ઊપડયો.

પરંતુ યજ્ઞ અટકાવવા જાય•તેથી તુરત યજ્ઞ થોડો જ અટકી જાય છે? રાક્ષસો સહેજે તેમ શાના થવા દે? તેથી ત્યાં રાક્ષસો સાથે લક્ષ્મણને ભયંકર યુદ્ધ થયું. છતાં પણ ઇંદ્રજિતનો યજ્ઞ પૂરો થઇ શકયો નહિ. રાક્ષસો અને વાનરોના કોલાહલથી લંકા કંપી ઊઠી. એવા કોલાહલમાં યજ્ઞ થાય શી રીતે? વળી ઇંદ્રજિત તરત જ જઈ લક્ષ્મ-ણને ન અટકાવે તો મુહૂર્ત માત્રમાં તે બધાને મારી નાખે. તેથી ઇંદ્રજિતને યજ્ઞ અધૂરો મૂકી લડવા આવવું પડ્યું; કારણ પહેલાં પ્રાણ બચે તો પછી યજ્ઞ થાય ના?

આ તરફ હનુમાને મોટાં મોટાં ઝાડો લઈ રાક્ષસો સાથે યુદ્ધ કરવાનો આરંભ કર્યો. રાક્ષસો પણ તેને બાણ માર્યા વિના છોડતા ન હતા. એ સમયે ઇંદ્રજિતે આવી હનુમાનની સાથે યુદ્ધ કરવા માંડયું. તે જોઇ વિભીષણે લક્ષ્મણને કહ્યું: "જુઓ, ઇંદ્રજિત આવે છે. આ વખતે

તે દુષ્ટનો વધ કરો:"

તરત જ ઇંદ્રજિત અને લક્ષ્મણ વચ્ચે યુદ્ધ શરૂ થયું. ઇંદ્રજિત રથ ઉપર ને લક્ષ્મણ હનુમાનના ખભા ઉપર બેઠા હતા. બંને જણા સમાન વીર હતા તેથી ઘણો વખત સમાનભાવે યુદ્ધ ચાલ્યું. કોઈની હારજીત થઈ નહિ. અસ્ત્રના ઘાથી બંનેના શરીરમાંથી લોહી વહી રહ્યું છે; બંને જણ અદ્ભુત અસ્ત્રો ફેંકે છે અને બંને સામસામા તે કાપે છે.

દરમિયાન ઇંદ્રજિતના રથના ઘોડા કપાઈ ગયા; એટલે તે બાણાની વૃષ્ટિથી થયેલા અંધકારમાં જૂનો રથ છોડી નવા રથમાં બેઠો. તે પછી તેને બે વાર ધનુષ્યો બદલવાં પડ્યાં.

તરત જ લક્ષ્મણના એક બાણે તેના નવા રથનો સારથિ મરાયો; અને વિભીષણની ગદાથી તેના ચારે ઘોડાના પણ ચૂરેચૂરા થઈ ગયા. એટલે ઇંદ્રજિત રથ પરથી નીચે ઊતરી પડ્યો, અને ગદા લઈ વિભીષણને મારવા દોડયો; એટલામાં લક્ષ્મણે તેની ગદાના કટકેકટકા કરી નાખ્યા.

એ રીતે ઘણો સમય યુદ્ધ ચાલ્યું. છેવટે લક્ષ્મણે ધનુષ્ય ઉપર ઇંદ્રાસ્ત્ર સાંધ્યું. ઇંદ્રે જેનાથી દૈત્યો માર્યા હતા તે જ આ બાણ હતું. તે જોઈ રાક્ષસોના પ્રાણ ઊડી ગયા. લક્ષ્મણના હાથમાંથી તે ઇંદ્રાસ્ત્ર છૂટતાં જ ઇંદ્રજિતનું માથું જમીન ઉપર પટકાયું!

ઇંદ્રજિતના મૃત્યુથી માત્ર વાનરો 'જય લક્ષ્મણ!'

કહી આનંદથી પૂછડાં હલાવવા માંડ્યા એટલું જ નહિ, પણ સ્વર્ગમાંથી દેવો પણ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને દેવદુંદુભિના શબ્દો સંભળાવા લાગ્યા. દુઃખ થયું માત્ર રાક્ષસોને; તે સિવાય સૌ આનંદિત થયા.

ઈંદ્રજિતના મૃત્યુના ખબર સાંભળી રાવણ પ્રથમ તો બહુ દુઃખી થયો. ત્યાર પછી બહુ ગુસ્સે થઈ બોલ્યોઃ "ઇંદ્રજિતે માયાવી સીતાને કાપી હતી; હું તો સાચી સીતાને કાપીશ." અને મંત્રીઓએ તેને ન અટકાવ્યો હોત તો જરૂર તે દિવસે તે સીતાને મારી નાખત. મંત્રીના કહેવાથી રાવણ ગુસ્સો દબાવી બોલ્યોઃ "રાક્ષસો ! આજે તમે જઈ રામને જ પકડીને મારી નાખો. તમારે હાથે તે કદાચ બચી જશે તો પણ તે ઘણો દુર્બળ બની જશે; તેથી કાલે હું પોતે જઈ તેને મારી નાખીશ."

એ રાક્ષસો જ્યારે રામને મારવા ગયા ત્યારે રામે એવું યુદ્ધ કર્યું કે તેવું પૂર્વે કદી થયું ન હતું. પોતે કયાં છે તે કોઈ જાણી પણ ન શકે એટલા વેગથી રામ ઘૂમતા હતા. ત્રણ કલાકની અંદર અઢાર હજાર હાથી, બે લક્ષ સૈન્ય, દસ હજાર રથ અને સવાર સહિત ચાદ હજાર ઘોડાના એમનાં બાણોથી ટુકડેટુકડા થઈ ગયા. બધા રાક્ષસો આથી ભયભીત થઈ નાસી ગયા.

હવે બીજો કોણ યુદ્ધ કરવા આવે ? રાવણ સિવાય બીજો કોઈ યોદ્ધો લંકામાં બાકી રહ્યો ન હતો, તેથી બાકી રહેલા રાક્ષસોને લઇ રાવણ પોતે જ યુદ્ધ કરવા

નીકળ્યો. રાક્ષસો જેટલી યુદ્ધકળા જાણતા હતા તે બધીનો અહીં ઉપયોગ થતો હતો; પણ તે કળા કેટલી વાર ચાલે? રાવણની સાથે જે થોડા ઘણા યોદ્ધાઓ આવ્યા હતા તે બધા અલ્પ સમયમાં જ મરી ગયા.

રાવણે પોતે આ વખતે એવું યુદ્ધ કર્યું કે વાનરો તેની સામે ટકી શક્યા નહિ. યુદ્ધ રામલક્ષ્મણની સાથે જ થતું હતું. લક્ષ્મણે રાવણનું ધનુષ્ય ભાંગી નાખ્યું અને સારથિને પણ મારી નાખ્યો. ઘોડા માટે કંઈ કરવું બાકી રહ્યું નહોતું કારણકે વિભીષણે તે કામ પહેલાં જ પૂરું કર્યું હતું, તે જોઈ રાવણે વિભીષણને શક્તિ મારી પણ લક્ષ્મણે તે અટકાવી. વિભીષણને આથી કશી ઈજા ન આવી.

રાવણે બીજી શક્તિ લીધી. તે એવી તો ભયંકર હતી કે અંદરથી ઝળહળ કરતો પ્રકાશ બહાર નીકળતો હતો. લક્ષ્મણે જોયું કે વિભીષણ આ વખતે ઘણા ભયમાં છે, તેથી તેને બચાવવા માટે તે રાવણ ઉપર જોસભેર બાણો વરસાવવા લાગ્યા.

ત્યારે રાવણે કહ્યું: " હં! વિભીષણને બચાવવાની મરજી છે? ભલે, તો આ શક્તિથી તને જ મારી નાખું." એમ કહી તેણે તે શક્તિ લક્ષ્મણ ઉપર છોડી. શક્તિએ સણસણાટ કરતા આવી લક્ષ્મણનું વક્ષસ્થળ ભેદી નાખ્યું. લક્ષ્મણ મૂર્છિત થઈ ધરણી પર ઢળી પડ્યા. તેમના વક્ષસ્થળમાંથી શક્તિ કાઢવા વાનરો દોડી આવ્યા, પરંતુ રાવણે તે બધાને બાણ મારી અટકાવ્યા; કોઈને પણ પાસે

આવવા દીધા નહિ. તે જોઈ રામે પોતે શક્તિ કાઢી નાખી. રાવણે અનેક બાણો વરસાવ્યાં પણ રામે ગણકાર્યું નહિ.

લક્ષ્મણના દુઃખથી રામનું હૃદય ફાટી જતું હતું. પણ તે તરફ લક્ષ ન દેતાં તે બોલ્યા: "હમણાં લક્ષ્મણ આ રીતે જ ભલે રહે. પહેલાં આ દુષ્ટને જ શિક્ષા કરું." એમ કહી તેમણે રાવણ ઉપર બાણોનો મારો ચલાવ્યો અને રાવણને એવો તો મૂઝવ્યો કે લંકામાં નાસી જવા સિવાય તેને માટે એકે ઉપાય રહ્યો નહિ.

રાવણ નાસી ગયા પછી લક્ષ્મણને ખોળામાં લઈને રામ અતિશય રુદન કરવા લાગ્યા. ત્યારે સુષેણે કહ્યું: "હજી લક્ષ્મણ મરી ગયા નથી. હજી એમનું હૃદય ધબકે છે, આંખોમાં તેજ છે." એ પ્રમાણે રામને સમજાવીને તરત જ તેણે હનુમાન પાસે ઔષધિ મંગાવી. તેની વાસથી જ લક્ષ્મણ આળસ મરડીને બેઠા થયા.

આ તરફ રાવણે પાછા આવી યુદ્ધનો આરંભ કર્યો. રામની સાથે તેનું ભયંકર યુદ્ધ ચાલતું હતું, તે સમયે આકાશમાંથી મણિમુક્તાથી જડિત એક ઉજ્જવલ રથ ઊતરી આવ્યો. તે રથને નીલ રંગના છ ઘોડા જોડ્યા હતા, તેમની ઉપર સુવર્ણના અલંકારો હતા અને કંઠમાં મુક્તામાળા લટકતી હતી. રથના સારથિ માતલિએ હાથ જોડી રામને કહ્યું: "ઈંદ્રે આપને માટે આ રથ, ધનુષ્ય, કવચ અને અસ્ત્રો મોકલ્યાં છે. આ રથે ચડીને આપ રાવણનો વધ કરો." એટલે બધાંનો સ્વીકાર કરી રામ તે રથે ચડી

યુદ્ધ કરવા લાગ્યા.

શી એ યુદ્ધની ભયંકરતા ! રાવણુ ઇંદ્રના રથનું નિશાન અને ઘોડાનો નાશ કરી બાણે બાણે રામને અસ્થિર કરવા લાગ્યો; પણ પછી રામને બહુ જુસ્સામાં જોઈ રાવણને લાગ્યું કે આ વખતે જરૂર પોતાના પ્રાણ જશે. તે સમયે દેવ, અસુર વગેરે સર્વ રામરાવણનું એ યુદ્ધ જોવા આકાશે એકઠા મળ્યા. અસુરો કહેતા હતાઃ " રાવણનો જય થજો. " દેવો કહેતા હતાઃ " રામનો વિજય થજો. "

રાવણે અગ્નિ જેવું તેજસ્વી ને ત્રણ મુખવાળું શૂલ રામને મારી કહ્યુંઃ " આ વખતે તું મરીશ." પરંતુ રામે બીજા એક શૂલે તેનો છેદ કરી નાખ્યો. તે પછી રામે હજાર બાણ મારી રાવણને એવો કાયર કરી મૂક્યો કે રાવણ ધનુષ્ય પકડી શક્યો નહિ. રામે દયા કરી તેને છોડી મૂક્યો. તેનો સારથિ રથ પાછો વાળી લંકામાં લઈ ગયો.

લંકામાં આવી થોડી સ્વસ્થતા મળતાં જ રાવણે સારથિને કહ્યુંઃ " અરે નાદાન ! તેં શું એમ જાણ્યું કે મારા શરીરમાં જોર નથી કે મારામાં સાહસ ઓછું છે? હતભાગી ! આ તેં શું કર્યું? રથ લઈને નાસી કેમ આવ્યો ? હવે લોકો મને શું કહેશે ? "

સારથિએ કહ્યુંઃ " મહારાજ ! આપને બહુ પરિશ્રમ લાગ્યો હતો અને ઘોડાઓ પણ મરવા જેવા થઈ ગયા હતા, તેથી થોડો વિશ્રામ લેવા માટે રથ અહીં લાવ્યો છું. હવે જેમ આપ આજ્ઞા આપો તેમ કરું."

એથી પ્રસન્ન થઈ રાવણે એને બાજુબંધનો સરપાવ આપ્યો અને કહ્યું: "તું જલદી યુદ્ધસ્થળે ચાલ. હવે શત્રુને માર્યા વિના હું પાછો ફરવાનો નથી."

સારથિ ફરી વાર યુદ્ધની જગાએ રથ લઈ આવ્યો.

આ યુદ્ધ છેલ્લું હતું. પરંતુ રાવણ સહેજે મરે તેમ ન હતો. માથું કાપવા છતાં પણ જે મરે નહિ તેને મારવો એ શું સહેલું હતું? રાવણનું માથું એક વાર કપાતાં તરત તે જગાએ બીજું માથું બહાર આવતું. એ રીતે રામે એક સો વાર તેનું માથું કાપ્યું તો પણ તેનું મૃત્યુ થયું નહિ.

ત્યારે માતલિએ રામને કહ્યું: "આપ હવે બ્રહ્માસ્ત્ર છોડો. એનાથી જરૂર રાવણનું મૃત્યુ થશે."

રામે એ અસ્ત્ર અગસ્ત્ય મુનિ પાસેથી મેળવ્યું હતું. તેના જેવું જગતભરમાં બીજું એકે ય અસ્ત્ર ન હતું.

એ અસ્ત્ર ધનુષ્ય ઉપર ચડતાં પૃથ્વી પણ કંપી ઊઠી! જીવજંતુઓ એના ભયથી નાસભાગ કરવા લાગ્યાં. આ ભયંકર અસ્ત્ર છૂટતાં જ રાવણનું હૃદય ભેદી તે જમીનમાં પેસી ગયું. આ વખતે રાવણનું મૃત્યુ અટકાવવાની કોઈની શક્તિ ન હતી. બીજા અસ્ત્રથી માથું કપાતાં જ તેની જગાએ નવું માથું આવી જતું, પરંતુ બ્રહ્માસ્ત્રના ઘામાંથી તે બચી શક્યો નહિ. જે રાવણથી દેવો પણ કંપી ઊઠ્યા હતા, તે રાવણનો એક પલવારમાં વધ કરી બાણ પાછું ભાથામાં આવી સમાઈ ગયું.

રાવણના મૃત્યુથી બધા કેટલા ખુશી થયા, વાનરોના કૂદકા અને હુંકારથી તે સ્થાને કેવો આનંદશોર મચ્યો, દેવોએ કેવી રીતે દુંદુભિ વગાડ્યાં અને પુષ્પવૃષ્ટિ કરી, એ બધું કહેવાની જરૂર નથી. તે સમયે કેવો આનંદ-ઉત્સવ થઈ રહ્યો હશે તે સર્વ કોઈ કલ્પી શકે.

અવશ્ય રાક્ષસોને રાવણ માટે ઘણું દુઃખ થયું. ખુદ વિભીષણ જે પોતે રાવણની પાસેથી અપમાન પામીને જ રામ પાસે આવ્યો હતો, તે પણ રડવું ખાળી શક્યો નહિ. ગમે તેમ તો પણ ભાઈ! ગમે તેટલું વેર હતું, છતાં રાવણના મૃત્યુથી તેને અતિશય દુઃખ થયું. રામે તેને ઘણું ઘણું સમજાવીને શાંત કર્યો.

અને લંકાની બધી રાણીઓ કેવું કલ્પાંત કરતી હતી? તેમનું એ કલ્પાંત સાંભળી પથ્થર પણ પીગળી જાય! જે હત્યાકાંડ થયો તેમાં તેમનો કશો દોષ નહોતો; તેથી તેમના દુઃખે કોને દુઃખ ન થાય? તેમને શાંત કરવાની શક્તિ કોઈનામાં નહોતી. છેવટે તેઓ પોતે જ એકબીજીને સમજાવવા લાગી. તે જોઈ રામે વિભીષણને કહ્યું: “એમનું દુઃખ હવે મારાથી જોવાતું નથી. હવે જલદી રાવણને અગ્નિદાહ દેવાની તૈયારી કરો.”

તરત જ રાવણના શબને રેશમી પોશાક પહેરાવી પાલખીમાં બેસારી સ્મશાનમાં લઈ ગયા. ત્યાં ચંદનકાષ્ટની ચિતામાં વિધિપુરઃસર તેનો અગ્નિસંસ્કાર કર્યો.

હવે સીતા શું કરતાં હતાં તે જોઈએ. દુઃખી સીતા

હજી પણ મેલાં કપડાં પહેરી સ્નાન કર્યા વિના ને વાળ ઓળ્યા વિના આંસુ સારતાં અશોક વનમાં દિવસો ગાળતાં હતાં. દુઃખના દિવસો ક્યારે પૂરા થાય છે તે પોતે જાણતાં ન હતાં. એ સમયે હનુમાને આવી તેમને રાવણના મૃત્યુના સમાચાર આપ્યા.

સુખ કે દુઃખ ઓચિંતુ વધી જવાથી માણસની બુદ્ધિ બહેર મારી જાય છે; સીતાનું પણ તેમ જ થયું. થોડી સ્વસ્થતા મેળવી તેમણે હનુમાનને કહ્યું: “ વત્સ ! તેં જે ખબર આપ્યા છે તેનો યોગ્ય બદલો હું દુખિયારી તને શો આપું ? ”

પણ હનુમાનને કશા બદલાની ક્યાં જરૂર હતી ? તેમને તો સીતા સુખી થાય એ જ જોઇતું હતું; વિશેષ કાંઈ તે માગતા નહોતા. પરંતુ એક કામ પોતે કરી શકત તો તેમને વધારે આનંદ થાત. રાક્ષસીઓએ સીતાને કેવું કષ્ટ આપ્યું હતું તે તેમણે નજરોનજર જોયું હતું. તેથી તેમની ગરદન ધડ પરથી જુદી કરવાની હનુમાનની તીવ્ર ઇચ્છા હતી. સીતાની આજ્ઞા મળતાં હનુમાન તેમની શી દશા કરી નાખત તે તો તે જ જાણે.

પણ સીતા દયાળુ અને ઉદાર હતાં. પોતાને કષ્ટ દેનારને પણ તે કષ્ટ દેવા ઇચ્છતાં નહોતાં. તેથી તેમણે હનુમાનને કહ્યું: “ વત્સ ! એવું કામ કરશો નહિ. એ તો નિર્દોષ છે. એમણે જે કર્યું છે તે તો માત્ર રાવણના હુકમથી; એમાં એમનો કાંઈ દોષ નથી. ”

ત્યાર પછી સીતા રામની પાસે જવા તૈયાર થયાં. તેમની ઇચ્છા હતી કે જેવા છે તેવા મલિન વેશમાં જ રામની પાસે જવું; તો પણ બધાંએ મળી તેમને સ્નાન કરાવ્યું તથા સુંદર કપડાં અને અલંકાર પહેરાવી દીધા. આટલા દિવસો પછી રામને જોઇ તેમને કોણ જાણે કેટલુંય સુખ થયું હશે. પણ હાય! દૈવે અન્યથા જ કલ્પ્યું હતું.

સીતા આવતાં જ રામે તેમને કહ્યું: "સીતા! તમે આટલા દિવસો તો રાક્ષસો પાસે હતાં; હવે તમે મારી ઉપર પહેલાંની જેમ પ્રેમ રાખો છો કે નહિ તે કેમ કહી શકાય? મેં રાવણને મારીને તેને યોગ્ય શિક્ષા કરી છે. હવે તમારી ઇચ્છા હોય ત્યાં તમે ચાલ્યાં જાઓ!"

સીતાને માથે આ વજ્રપાત હતો. રામના મોઢેથી આ શબ્દો સાંભળતાં જ પૃથ્વી માતા સમાઇ જવા દે તો સારું એમ તેમને થયું! તેમણે કહ્યું: "હાય, હું હતભાગિની! મારે હવે જીવીને શું કરવું છે? લક્ષ્મણ? અગ્નિ સળગાવી આપો. હું હવે ચિતામાં બળી મરીશ."

લક્ષ્મણે પણ અતિ દુઃખિત હૃદયે અને ક્રોધભર્યા આવેશે ચિતા સળગાવી અને સીતાએ તેમાં પ્રવેશ કર્યો.

અહા! સંસારનાં બધાં સુખો સામે મૂકતાં પણ જે સીતાના ગુણની તોલે આવે નાહ–જેની ખાતર આ ભયંકર યુદ્ધ થયું, જેની ખાતર આટલા પ્રાણોનો સંહાર થયો, તેની શું આ દશા?

પણ શું આશ્ચર્ય! અગ્નિથી સીતાનો એક વાળ

સરખો યે બળ્યો નહિ. બધાએ અવાક્ થઈ એ જોયું. ખરે જ આશ્ચર્ય ! અગ્નિદેવ પોતે સીતાને ખોળામાં લઈ ઉપર આવ્યા. સીતા ઉષા સમાન તેજસ્વી દેખાતાં હતાં; તેમણે લાલ વસ્ત્રો પહેર્યાં હતાં; તેમને શરીરે અલંકાર અને ગળામાં માળા હતી.

સીતાને રામને સોંપતાં સોંપતાં અગ્નિદેવ બોલ્યા: “મહારાજ ! સીતા પાપરહિત છે. તેનામાં કિંચિત્ પણ દોષ નથી.”

આથી રામે અપાર આનંદથી ઘણા આદર સહિત સીતાનો સ્વીકાર કર્યો.

આ તરફ રામ ને સીતાને જોવા માટે દેવો ટોળે મળ્યા. તેમની સાથે દશરથ પણ હતા. દશરથને જોઈ રામલક્ષ્મણે પ્રણામ કર્યા. દશરથે રામને ઘણા હેતથી કહ્યું: “બેટા ! હું સ્વર્ગમાં ઘણો સુખી છું. માત્ર કૈકેયીની તે વાતો યાદ આવતાં આજે પણ દુઃખ થાય છે. આજ તમને જોઈ મારું તે દુઃખ દૂર થયું છે. મારા માટે તમે આટલો સમય વનમાં રહી રાવણને મારી દેવો ઉપર ઉપકાર કર્યો છે; હવે અયોધ્યામાં જઈ સુખેથી રાજ કરો.”

રામે હાથ જોડીને કહ્યું: “પિતાજી ! માતા કૈકેયી અને ભાઈ ભરત ઉપર આપને ગુસ્સો હોય તો દૂર કરો.” રામની આ માગણીમાં દશરથ સંમત થયા અને પછી રામ, સીતા તથા લક્ષ્મણને આશીર્વાદ આપી સ્વર્ગમાં ચાલ્યા ગયા.

દશરથ સ્વર્ગમાં ચાલ્યા ગયા પછી ઇંદ્રે રામને કહ્યું: "રામ ! અમે તમારા ઉપર બહુ જ પ્રસન્ન થયા છીએ. તમે કાંઈક વરદાન માગો.

રામે કહ્યું: "તો મને એ વરદાન આપો કે યુદ્ધમાં મદદ કરતાં જે જે વાનરો મરાયા છે તે સઘળા પાછા જીવતા થાય; તેમના દેશની નદીઓ જળથી છલકાઇ જાય, અને ત્યાંનાં વૃક્ષો ફળભારથી ઝૂકી રહે."

ઈંદ્ર કહ્યું: "તથાસ્તુ !"

એટલું કહેતામાં તો વાનરો ઊંઘમાંથી બેઠા થતા હોય તેમ આળસ મરડી ઊભા થયા.

તે પછી દેવોએ ઘણા ભાવથી રામલક્ષ્મણને કહ્યું: "હવે તમે અયોધ્યા જાઓ. ત્યાં બધા તમારે માટે દુઃખી થાય છે. સીતા પણ કષ્ટ પામ્યાં છે માટે તેમને પણ શાંત કરો." એમ કહી દેવો સ્વર્ગમાં ગયા.

તે સમયે સંધ્યાકાળ થઈ ચૂક્યો હતો તેથી રામે સૌને વિશ્રાંતિ લેવાનું કહ્યું. તે રાત્રિ બધાએ ખૂબ સુખમાં ગાળી. એવું સુખ કોઈ પણ રાત્રિએ મળ્યું ન હતું.

રાવણ મરાયો; વનવાસના દિવસો પણ પૂરા થયા. હવે અયોધ્યા જવાનું હતું તેથી વિભીષણે રામને કહ્યું: "મારા ભાઈએ કુબેરનું પુષ્પક વિમાન લઈ લીધું છે. આજથી તે આપનું છે. એ વિમાનમાં બેસી આપ એક દિવસમાં અયોધ્યા પહોંચી જશો. પણ હું વિનંતી કરું છું કે આપ એક દિવસ મારે ત્યાં રહો."

રામે કહ્યું: “ વિભીષણ ! તમે મારા પર ઘણો ઉપકાર કર્યો છે. પરંતુ ભરત; માતા કૌશલ્યા, માતા સુમિત્રા અને માતા કૈકેયીને મળવાને મારું મન ઉતાવળું થઇ રહ્યુ છે. તમે દુઃખ લગાડશો નહિ. હું હવે એક દિવસ પણ રહી શકીશ નહિ. મને અત્યારે જ વિદાય આપો.”

તરત જ સારથિ પુષ્પક વિમાન લઇ આવ્યો. રામ, લક્ષ્મણ અને સીતાએ તેમાં બેસી વિભીષણ, સુગ્રીવ અને અન્ય વાનરોની પાસેથી વિદાય માગી.

બધાએ હાથ જોડીને કહ્યું: “ કૃપા કરી અમને પણ તમારી સાથે લો. અમે અયોધ્યા આવી આપનો અભિષેક જોઇશું અને માતા કૌશલ્યાને પ્રણામ કરીશું. ” તેથી રામે આનંદથી સૌને અંદર બેસી જવા કહ્યું.

બધાંને વિમાનમાં બેસતાં કાંઈ વાર લાગી નહિ. સુગ્રીવ બેઠા; વિભીષણ પણ સહપરિવાર બેઠા; વાનરો પણ બધા બેઠા. સૌના આનંદની સીમા નહોતી. પછી હંસો જેને ખેંચે છે એવું તે વિમાન સુસવાટ કરતું આકાશમાં ચાલ્યું.

વિમાન કિષ્કિંધાનગરી ઉપર આવ્યું ત્યારે સીતાએ રામને કહ્યું: “ વાનરોની સ્ત્રીઓને પણ સાથે લઇએ. ” તેથી વાનરસ્ત્રીઓને પણ સાથે લીધી. ત્યાંથી વિમાન અયોધ્યા જવા માટે ઊપડ્યું.

ચાલતાં ચાલતાં તેઓ ભારદ્વાજ મુનિના આશ્રમે આવ્યાં. તે દિવસે રામના વનવાસનાં ચૌદ વર્ષ પૂરાં થઈ

રહ્યાં હતાં. રામને જોઈને ભારદ્વાજે કહ્યું: “ વત્સ ! વન-વાસમાં જતી વખતે તમને જોઈને મને જેટલો કલેશ થયો હતો તેથી પણ અનેકગણો આનંદ મને અત્યારે થાય છે, તમે વરદાન માગો. ”

રામે કહ્યું: “ અયોધ્યાને માર્ગે બધાં વૃક્ષો ઉપર ફળ અને મધ મળી શકે એવું કરો. ”

મુનિના વરદાનથી અયોધ્યાનો માર્ગ ફળથી ભરેલાં વૃક્ષો અને મધથી ભરાઈ ગયો. પછી વાનરો કેટલુંક ખાય ?

રામે હનુમાનને બોલાવીને કહ્યું: “હનુમાન ! તમે તુરત અયોધ્યા જાઓ. ત્યાં મારા આવવાના ખબર આપો અને ત્યાંના ખબર લઈ પાછા આવો. માર્ગમાં શૃંગવેર નગરમાં મારો મિત્ર ગુહ રહે છે, તેને પણ મારા ખબર આપજો. તે તમને અયોધ્યાનો માર્ગ બતાવશે. ”

હનુમાન તરત જ મનુષ્યનો વેશ લઈ અયોધ્યા જવા ચાલી નીકળ્યા. માર્ગમાં ગુહનો દેશ આવ્યો. ત્યાં રામની ખબર આપી ભરત પાસે પહોંચતાં તેમને અધિક સમય લાગ્યો નહિ.

ભરત તે વખતે નંદિગ્રામે હતા. અયોધ્યાથી એક કોસ દૂરથી હનુમાન તેમને જોઈ શકયા.

તેમનો વેશ તપસ્વીનો હતો. માથે જટા અને શરીરે વલ્કલ હતું. શરીર સાવ કૃશ થઈ ગયું હતું. ફળમૂળ ખાઈને તે રહેતા હતા અને રામની પાદુકા સન્મુખ રાખી રાજ્યનું કામ ચલાવતા હતા.

હનુમાન તેમની પાસે જઇ હાથ જોડીને બોલ્યાઃ "મહારાજ! આપ જે રામને માટે આટલું દુઃખ સહો છો, તેમણે મને આપની ભાળ લેવા મોકલ્યો છે. હવે દુઃખી થશો નહિ. જલદીથી તેઓ બધાને લઈને અહીં જ આવે છે."

સમાચાર સાંભળતાં ભરત મૂર્છિત થઈ ગયા. શુદ્ધિમાં આવ્યા પછી તેમણે હનુમાનને હૃદય સાથે ચાંપી કહ્યુંઃ "તમે દેવ છો કે મનુષ્ય? મારા પર કૃપા કરીને અહીં ક્યાંથી આવ્યા છો? આપને યોગ્ય હું શો બદલો આપું. તમે એક લક્ષ બળદ અને એક સો ગામ લો."

પછી હનુમાને કુશાસને બેસી રામના બધા સમાચાર સંભળાવ્યા અને કહ્યુંઃ "આજે તો રામ ભારદ્વાજ મુનિને આશ્રમે છે. કાલે તેઓ અહીં આવશે."

તે સમયે પૃથ્વીમાં જો કોઈ લોકો સૌથી વધારે સુખી હોય તો તે અયોધ્યાના લોકો હતા. સુખી કેમ ન હોય? ચૌદ વર્ષ સુધી જે રામને માટે તેમણે આંખમાંથી આંસુ વરસાવ્યાં હતાં, સારું ખાધું નહોતું કે સારું પહેર્યું નહોતું, તે રામ આટલે સમયે આજે પાછા ફરતા હતા; તેમને માટે આજે શું શું ન થાય? આજે સૌ રસ્તાઓ શણગારી, ધજાપતાકા ઉડાડતા, ઢોલનગારાં ને શરણાઈઓ વગાડતા, નિશાનો ફરકાવતા રામના દર્શને ચાલ્યા. પાલખીમાં બેસીને રાણીઓ પણ ચાલી; અને બ્રાહ્મણ વગેરેને સાથે લઈને ભરત પણ ચાલ્યા. તે વખતે ભરતને માથે

રામચંદ્રની પાદુકા હતી.

જ્યાં રામનું વિમાન દેખાયું ત્યાં તો બધાં " એ રામ આવ્યા ! એ રામ આવ્યા ! " એમ બોલવા લાગ્યાં. તેમના એ હર્ષોદ્ગારથી આકાશ ગાજી ઊઠ્યું.

બધાંને મન આજ આનંદસાગર ઊમટ્યો હતો, તેમાં કશી શંકા ન હતી. રામનો પોતાથી બને તેટલો સત્કાર કરવા બધાં તૈયાર હોય તેમાં નવાઈ જેવું નહોતું. જેઓ રામચંદ્રથી નાનાં હતાં તેઓએ પ્રણામ કરીને આશીર્વાદ લીધા. રામે પણ કૌશલ્યા અને બીજી માતાઓ તેમ જ વસિષ્ઠ વગેરે ગુરુજનોને પ્રણામ કર્યા.

ત્યાર પછી ભરતે રામની પાદુકાઓ તેમને પગે પહેરાવી કહ્યું: " મોટા ભાઈ! તમારું રાજ્ય જે તમે મને સોંપી ગયા હતા તે હવે તમે પાછું લો. એ રાજ્ય પહેલા કરતાં આજે દસ ગણું વધી ગયું છે."

પછી હોશિયાર હજામો આવ્યા. તેમણે રામચંદ્રની ચૌદ વર્ષની જટા કાઢી નાખી. શત્રુઘ્ને રામલક્ષ્મણને પોતાને હાથે નવરાવી સુંદર પોશાક પહેરાવ્યો. સુગ્રીવ વિભીષણ વગેરે જે જે લોકો રામની સાથે આવ્યા હતા, તે કોઈના આતિથ્યમાં ખામી આવી નહિ. ખુદ કૌશલ્યા માતા જ્યાં પોતાને હાથે વાનરની સ્ત્રીઓને શણગારે ત્યાં પછી આતિથ્યની શી ખામી હોય?

છેવટે વસિષ્ઠ વગેરે મુનિઓએ રામસીતાને માણેકના સિંહાસન ઉપર બેસારી તેમનો રાજ્યાભિષેક કર્યો.

અભિષેક વખતે તો દેવતાઓ પણ આકાશમાં જોવા મળ્યા હતા. વધારે શું કહેવું ?

જેટલાં જેટલાં મોટાં મોટાં તીર્થો હતાં, તે બધાં તીર્થોનું જળ મંગાવીને રામચંદ્રને સ્નાન કરાવ્યું. સ્નાન કર્યા પછી રામસીતા રાજવંશી પોશાકમાં રત્નજડિત સિંહાસન ઉપર બેઠાં. તેમના માથા ઉપર મનુના સમયનો અયોધ્યાના રાજાઓ પહેરતા હતા તે મુગુટ પહેરાવ્યો. બંને બાજુ હાથમાં ધોળાં ચામર લઈને સુગ્રીવ તથા વિભીષણ ઊભા રહ્યા. પછવાડે ધોળું છત્ર લઈને શત્રુઘ્ન ઊભા રહ્યા. તે સમયે ઇંદ્રના હુકમથી વાયુદેવે આવીને રામસીતાના કંઠમાં સ્વર્ગનાં સોનેરી પદ્મોની માળા અને અલૌકિક હાર પહેરાવ્યાં.

આ રીતે દેવગાંધર્વોના ગાનતાન અને આનંદ-ઉલ્લાસ વચ્ચે રામ અયોધ્યાના રાજા થયા.

તેમના જેવા રાજા બીજા કોઈ થયા નથી. આજ પણ બહુ સારા રાજા માટે બોલતાં લોકો કહે છે: " એ રાજા તો રામચંદ્ર જેવા છે." સારા રાજ્યને માટે કહેવાય છે: " એ તો રામરાજ્ય છે."

